3590

लाल.





# नवल विजय.

किंमत. ०---४---०

टपाल. ०---०---६

In the world's broad field of battle
  In the bivouac of life,
Be not like dumb, driven cattle,
  Be a hero in the strife!
Trust no Future, howe'er pleasant,
  Let the dead Past bury its dead!
Act—act in the living present
  Heart within and God overhead.
Lives of great men all remind us
  We can make our lives sublime
And, departing, leave behind us
  Foot prints on the sands of time!
Foot prints that perhaps another
  Sailing o'er life's solemn main
A forlorn and shipwrecked brother
  Seeing shall take heart again
Let us then be up and doing
  With a heart for any fate
Still achieving, still pursuing
  Learn to labour and to wait.

(Henry Longfellow.)

## ઝુલણા છંદ.

જગત રણક્ષેત્રમાં, જાનના નાશમાં,
જાણી જોઈ મૂઆ થઈ ન રહેવું;
ખાંજરા ઢોરસમ, પાંજરામાંથી તમ,
દમ ભરી દોડતાં યુદ્ધે ચઢવું.
ભવિષને તું ભૂલી મોજ તેની તજી,
ભૂતને ભૂત સમ દાટી દેજે;
માન વર્ત્તમાનને અંતરે જાનને,
મસ્તકે તું પ્રભુ માની લેજે.
મહતની કિર્ત્તિ તો યાદ આવે મને,
આપણે આપણા નામ કરીએ;
જગત દરિઆકને વખત રેતી પરે,
પગથિ પાડિ ખરે ચાલ્યા જઇએ.
જીંદગિ ઉર્મિપરે, મદદ વિણુ જે રડે,
જઇને તેની કને જીવ દઇએ,
હિમતની હોડી લઈ, પ્રાણુને જોડી દઈ,
ઝટકરી જીવ ઝાલીજ લઇએ.
ઉઠો હવે ઝટ કરી હ્રદયપર હઠ કરી,
નશીબ નાખો તમે તોળવામાં;
શ્રમ અને સબુરી તે, શીખો વીરા તમે,
વિજયના દુર્ગને જીતવામાં

૨૫—૭—૮૮ (ભાષાંતર)

---

3560

# NEW VICTORY

OR

## *Naval-Vijay*

*BY*

*Chhaganlal Harilal Majmundar*

**METEORLOGICAL OBSERVER.**

Surat.



A man that has no virtue in himself, ever envieth in others. For men's mind will feed upon their own good or upon other's evil and who wanteth the one, will prey upon the other and who is out of hope to attain to another's virtue, will seek to come out at even hand by dipressing another's fortune.

( LORD BACON )







!! विजय, विजय, श्री रंग !!

# नवल विजय.

## પ્રથમ ભાગ.

દોહરો.

અરસપરસ રસ સમજીને, સરસ તરસ મટાડ;
ચડસ વિજય જય કર ધરી, નવલ વિજય દેખાડ.

---

કર્ત્તા.

છગનલાલ હરિલાલ મજમુનદાર.

(મિટીઓરોલોજીકલ ઓબ્ઝરવર સુરત કેંપ.)

---

क्षमाखड्गंग्राहितस्य दुर्जनःकिंकरिष्यति।
अतृणेपतितोवह्नी स्वयमेवउपशाम्यति।

---

અમદાવાદ

મામાની હવેલી મધ્યે યુ० પ્રી० અને જ०
એજન્સિ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૪—સને ૧૮૮૮.

# હરિવાટિકાંજલી.

## શિખરિણી.

વિના માળી વાડી, અમરફૂળ પ્યારૂં હરિતનુ;
અરે આજે નીચે, અમરફૂળ આવ્યું તરૂ તણું.
ગયું ગામે ઠામે, કદર નવ જાણી કુદરતે;
મુઝાઉંછું ઝાઝું, હૃદયપર હસ્તે કરવતે.
નથી રે રે'વાતું, હૃદય ઘટમાંથી ઉમળકે;
ભલે ભુંડું રૂડું, કવન મનનું શું રડી શકે.
ગણી કાંઈ નાંહી, સનમુખ છબી હું ગરિબડી;
અરે આજે આપું, વિજયરસ ધીમુ રડી પડી.
અસારે સંસારે, સરવ સમ માની સુખ ગણું;
પિડાતો હું ઝાળે, નવલ મુજ ડાળે અતિ ઘણું.
અરે આજે હું તે, કવિત રૂપમાં પંડિત કરે;
પડયું પાછું હુંતો, શરમ મનમાં ખંડિત કરે.
ક્ષમા માગું આજે, કરઅરિ કહુંછું વિનયમાં;
સુખે સુખી રાખી, નવલ જય કયારે વિજયમાં.

---

# अर्पण पत्रिका.



## ગીતિ.



વિવેક મધુરતામાં, જીવન પ્રેમનું જાણુ પ્રાણુ માયા;
જીર્ણ પ્રેમ અર્પણમાં, ધરૂં તને આ નવલવિજય કાયા.



# પ્રસ્તાવના.

## ઇંગ્લિશ રાહ.

### ( રહી જયા ઓ—એ રાહ )

સલામ સજ્જનોને આજ પ્હેલી છે સલામ,
સ્વદેશનું અભિમાન રાખી કરો નવલ કામ.
પ્રથમ પ્રયત્ન છે આ મારો ભુલો હામે ઠામ,
તરૂણ વયનું નવલ વિજય જાણજો વિદ્વાન.
અંતરે ઉઠેલી ઉર્મી તેનું આ છે જામ,
સ્વભાવને અનુસરીને પીલેજો તમામ.
વિજયનીતો ભવનમાંહી આશા છે તમામ,
હવા માંહી ઉભો રાખ્યો કિલ્લાનો દમામ.
આ સમે સમાલે પ્રભુ તોજ રહેશે ઠામ,
નહિતો નિંદાખોરીયાનું હાસ્યનું આ જામ.
નવલ વિજયને નથી દોલત તણી કંઈ હામ,
દોલતનું શું કામ છે, વિદ્વાનને મુકામ.
સારૂં નરતું નજર આવ્યું તે લખ્યું તમામ,
જેને જેવું રૂચે તેવું પીજો નવલ જામ.
જામ પીને નામ નહિ કરશો અરે બદનામ,
વ્હેમના વટોળથી ઢળી જશે શું જામ ?
નિંદકોના દફતરી ભલે કરે બદનામ,
નવલવિજય નમ્ર મારૂં ધરતું નથી કાન.
વૈરાગ્યને શ્રૃંગાર ગંગા યમુના સરિત પાન,
સંગમ નવલ ક્ષેત્રમાં જે કાશી જેવું સ્થાન.
સદ્ગુણી થવાને માટે યમુના ગંગા પાન,
દુર્ગુણીની દૂર બલા, કરીયે સલામ.

### દોહરો.

ચાતક તરસ્યું ક્યારનું, ખાસ તરસને વ્હાય;
સ્વાતિ વારી પામતો, ચાતક વિજયજ થાય.



( LOVE CUP )

14-6-88

## લાવણી.

પીઓ પીઓ ઝટ પીવા માંડો, પ્રેમતણો પ્યાલો;
પાઇ પીને મસ્ત બનીને, *મંન્દિરીએ ચાલો.
પ્રેમ મદિરા પૂરણ પ્યાલો, પંડિતને આલો;
અક્કલવિણ જંગલી મરકટને, આપો કેફતણો પ્યાલો.
પ્રેમ મદીરા પુષ્કળ લઇને, પૂરણ મલ મ્હાલો;
સ્વદેશના સંગ્રામી થઇને, મરકટનો મદિરા કાઢો.
પ્રેમ મંન્દિરે મતબ્હાલા છો, મદનો [1]મદિરાછે દારૂ;[2]
પ્રેમ મંન્દિરે મતવ્હાલા તું, હાંકી મુક મરકટ ધારૂં.
હિંદુઓના હીણભાગ્ય કે હિંદમાં પીએ, એ દારૂ;[3]
હત, ભારતનો ભભકો ક્યાંછે દીવા પાછળ અંધારૂં.
પ્રેમીજનને કાં પીડોછો પ્રેમ વિનાનું અંધારૂં;
પ્રેમ સંપનું મૂળજ જાણી, સમજીલોતો બહુ સારૂં.
અરસપરસ રસ પ્રેમી પ્યાલો, પીવા માંડો નરનારી;
લાલા, લાલમ લાલ ગ્રહીને, ગાઓ વિજયની બલિહારી.

---

* સરસ્વતિ દેવીનું. ૧ ક્રોધ. ૨ Gun-Powder. ૩ *ક્રોધરૂપી દારૂ.

## સતાર.

13-12-87

રાગ એજ.

હરવખ્તે આ વ્હાલો તારો વ્હાલામાં વડાઇ કરે;
લાગેમછે કે—પ્યારી, મહોબતમાં હાથોથી હાથજ પકડે.
કદળીસમ તું કદવાળીને હદમાં હઠિલી તું ચાલે;
મનહર મારી, મદન કટારી, મદમાં વ્હાલી તું મ્હાલે.
ગલી ગલીએ અને બજારે, કરી દીધો તેં એજારે;
આ પરમાણે ગેરઆબરૂ કરતી નહિ તું કે વારે ?
અરે ઓ મ્હારા પ્યારા અહિંઆ કરવા દે દિલની તકરાર;
અરસપરસ રસ સમજાવીને, કરવા દે જીવનેજ કરાર.
હુકમ હોયતો હાલ મારૂં હું, *દુશ્મન દિલ ખેંચીજ કટાર;
નહિંતો લલકારી લાલ લાવણી, વગાડ***નોજ સતાર.



---

* પષ્ઠતત્પુરૂષ સમાસ અથવા કર્મ ધારય સમાસ

## ભ્રાન્તિ.

### વસંતતિલકા.

5-8-88

કાળે કરી કદિ જનો નૃપતિ બને છે,
પાડી પ્રભુ પછી મને હલકો કરે છે;
આપે વળી ઝટ મને સુખમાં અટારી,
નાખે તળે પટ દઈ, દુઃખમાં કટારી.
ખાવા મને ખટરસો ખુશીમાં દઈને,
આપે નહિ કંઈ અરે, અરિ તે થઇને;
હારૂં કદી હિમતતો હરિ લે ઉઠાવી;
માટે પ્રભુ સ્મરણ તે, નવ ચૂક ભાઈ.

## પ્રત્યક્ષ પરીક્ષા.

### શાર્દુલ.

7-6-88

દેખ્યાં આ જગમાં ખરે મનુષ્ય તો, સ્વાર્થે કરે ક્રુરરે;
મિથ્યા માન ધરી વળી મદ ધરે, ડાહ્યા થઇને ફરે;
લક્ષ્મીછે ચપલા ધરી મદ ધને, કાં, કાં, પિડો પ્રાણ રે;
ભક્તિ ભાવ ધરે હ્રદે મનુષ તે, પામે ખરે સ્વર્ગરે. ૧
પ્રેમી પ્રાણ પિડે અરે કટુ વદી, રાખે ઘણો લોભરે;
સ્વાર્થે અંધ બની અરે જગતમાં, મુર્ખો ધરે ક્ષોભરે.
વીરા કોઈ હશે કદી જગતમાં, મા'સાગરે બુંદરે;
ભક્તિ ભાવ ધરે હ્રદે મનુષ તે, પામે ખરે સ્વર્ગરે. ૨
માયાછે પરપોટ આ જગતની, અંતે નહિં કોઇરે;
દોરીબંધ તુટે ખરે જીવનની, તો તે મરે રોઇરે.
મોંઘો આ જગમાં કર્યા કપટ તેં, પાપે ભર્યું પેટરે;

ભક્તિ ભાવ ધરે હ્રદે મનુષ તે, પામે ખરે સ્વર્ગરે. ૩
માતા* તાત ખરે ક્ષણિકનાં, કો સ્નેહ સાચો ખરે;
પ્રીતી આ જગમાં ખરે ક્ષણિકની, પ્યારી કહી તે વરે.
સ્ત્રીનો મોહ ધરી પડે ભવ કુપે, મિથ્યા બધો વગેરે;
ભક્તિ ભાવ ધરે હ્રદે મનુષ તે, પામે ખરે સ્વર્ગરે. ૪

(ગિરિશૃંગ ઉત્કંઠા.)

**શિખરિણી.**

10–6–88

ચઢો ચાલો બાઓ, શિખરગિરિ ઊંચો કિરતિનો;
અરે મુકી જાજો, અમરમય કિર્તી મુરતિનો.
સુખી જ્યારે માનું, સરવ શુભ લોકો કહિ કરે;
ચઢે જેવે જોરે, ખરરરર તેવે ઝટ પડે.
તમે જ્ઞાને ખાણે, મુસિબત ઉઠાવી અતિ ઘણી;
લુટો શાળામાંથી, લખલુટ વિદ્યાનો યશ તણી.
ખણો જ્ઞાની ખાણો, ઉલટ મન આણો થઈ વિરો;
ઉઠો ખોદી કા'ડો, કિમત મંદ યારો લઈ હીરો.
ચલો ચાલો આજે, ફરજ તુજ વાટે સદ્ગુણી;
ખરા સુખો માટે, સરવ શુભ ધાટે બહુ ગણી.
થયા પેદા જ્યાંહી, સ્વરગ સુખ માંહી જઈ પડો;
તમે લાવો આંહી, સરસ સુખમાં તો જગ કરો.
ગુંથાઓરે સાથે, સજડ કળ બાથે ઊલટથી;
નથી ચા'તા જાવું, શિત રત સમે તો સગડિથી.
તમે કાઢો કાળો, ઉમર તમ ગાળો કુથલિમાં.
યુવાનીના જુસ્સા, નવલ વિજયીની કિરતિમાં.

(James Montgomery,)

# ગિરિશૃંગ પ્રાપ્તિ અને પ્રભુત્વ પ્રેરણા.

26-7-88

## ધીરાનું પદ.

(મન તુંહિ તુંહિ બોલે—એ રાહ.)

પ્રભુને ક્યાં પેખુંરે, પ્રભુજી મારા સરવે સ્થળે;
પાખંડ પુજા કીધેરે, હરિ તને ક્યાંથી મળે—ટેક,
અડસટ તીરથ હું ભટકીને થાક્યો, લાગ્યોન પત્તો હરિ;
ટીલાંટપકાં ને માળાઓ ફેરવી, જ્યાં દેખું ત્યાંહિ તુંહિ.
મતિ મારી મંદજરે, કેમ કરી પ્રભુ તે ટળે—પ્રભુને.
દંગ થયોછું જોઈ દુનિયામાં, કંઈક નારી ને નરો;
આચારના આડંબરો થઇને, કુટ કપટે પેટ ભરો.
હરિ સુત કહેછેરે, પ્રભુજી તને નહિજ મળે—પ્રભુને.

---

## ( પ્રભુત્વ પ્રેરણા પ્રાપ્તિ )

હાય હરિ હીરારે, વીરા તુંતો ક્યાંરે પડ્યો;
પૃથ્વીમાં તે પીડારે, પાડી મને આજરે જડ્યો—ટેક.
દયા દાનને પુન્ય મેં કીધાં, જ્ઞાન સંગ ગરીબાઈ;
અહંકારને મેં અળગો કીધો, ગુણ ગોવિંદના ગાઈ;
ત્યારે તુંતો પ્યારારે, આવી મારે મુગટે ચડ્યો—હાય.
હું જાણું જે પુરૂપાર્થ પૈસો, ઐશ્વર્યતા ઈશ્વર;
કર સોધન તું તારા માંહી, કર્તા વસ્તુ છે અંદર.
ચલિત ગતિ મનનીરે, પણ તું મારે હૃદયે રહ્યો—હાય.
વરાળનું યંત્ર હાથમાં લઇને, દોર ધારે લે ધામ;
જળ અગ્નિ જો ખુટી પડે તો, કરાવજે મુકામ.
નહિતો પ્યારા માહરારે, જીવીને જીવ પથ્થર પડ્યો—હાય.

## ( આમ્રવૃક્ષ પ્રતિ ઉત્પ્રેક્ષા )—એજ.

પ્રભુત્વ તલિન્નતા.

જગત જંજાળેરે, જનમિને અલ્યા શું તેં કર્યું;
આંબાની વળગી ડાળેરે, અમથું મોહ જાળમાં પડયું ટેક.
પાન ફુલોમાં ફાલ્યું ફુલ્યું, ભુલ્યું હરીનું ભાન;
પાક ઉપર તું ચઢવાને આવ્યું, તેનું તને કંઈ ગ્નાન;
વૃક્ષ વેડી લીધુંરે, જગત રચનામાં રડયું—જગત.
કોઇએ સારૂં ને નરતું કીધું, લીધું તજ રસનું સુખ;
ખાટું તુરૂં ને મીઠું મનાઈ, ભાગી તે જીવની ભુખ;
તોએ નવ ચેત્યુંરે, માટે તુંતો *ધુળમાં પડયું—જગત.
મિથ્યા ઝાડે ને મિથ્યા ડાળે, નાચ્યું ખુદ્યું હમેશ;
ઉત્પત્તિ સ્થિતિને લયમાં જાવું, ભજીલેને પરમેશ;
હરી સુત તારૂંરે, નામ ભાઈઓ ભજવું રહ્યું—જગત.

---

## મનોર્મી.

### દોહરા.

ખુબસુરતી શું કામની, મિથ્યા મમતા છોડ;
ખોટો તે ચળકાટ છે, ઘડી એકનો છોડ.
સુંદરતા સમ ફુલ છે, પલમાં ખિલી સુકાય;
ખુબી તકલાદી કાચ છે, ભાંગે ક્ષણની માંય;
શકવાળું સાર્થક અરે, કાચ ફુલ ચળકાટ;
નાશ, ભંગ, ને મૃત્યુ, તે, ઘડી એકના ઘાટ.

( Shakespeare ) 20-7-88

---

* ગોટલા છોડાં ધુળમાંજ પડેછે તે મુજબ મનુષ્યાવતાર હરી ભજન વિના ધુળમાંજ પડેછે.

# દાંભિકા ડંબર.

## મનહર.

અરે હાય હાય હાય આશું જગમાંજ થાય;
ગોરા ગોરા ગબરૂ ધોતી અંગે પ્હેરી જાય.
પાંડિત્યનું ડોળ ધાલી રૂપિમાં ખપાતા જાય;
ખાય નહિ કંઈ એતો માત્ર ભાજીપાલો ખાય.
વારૂ વાલ્મિક મુની નારદ અગસ્ત છે?
ભારતમાં ભણ્યા પણ ગણ્યાનોજ અસ્ત છે.
કોણ જાણે ક્યાંથી આવ્યા એવું આજ કોણ જોય
કાંઈ નથી કાંઈ નથી, હિંદના તે ઢંગ જોય.
દાંભિકનું ડોળ કરી હરિ લે તે હિંદનું;
સ્વદેશ છોડીને સારૂં, શું કરે તે હિંદનું.
જેણે માતૃ ભુમિ તજી કુળનો લિબાસ છોડી
નક્કી મને લાગે આજે ઠગારાની એક ટોળી.
માટે મ્હારા હિંદુભાઈ છોડશો ન નિજ રૂડી
વિચારજો જરૂર કે જાય નહિ હિંદ ધોળી.
સુધારો શુ ધારોછો? સુધારો સુ, ધારો તે;
દેખાદેખી કરો ત્યારે સુધારો કુધારો છે.
સુધારો શરીરને, પછી નીજ ઘરને.
અને નિજ સાથને, પછી હિંદુ જાતને;
જે જે કીધાં જગદીશે જ્ઞાતિ તણાં બંધનો તે.
તોડે ત્યારે એતો થાય પ્રભુ ગુનેગાર તે.
કોડે કોઠે કલ્પનાની કુંચીઓ છે ન્યારી ન્યારી;
ભરતની ભારી પેટી જો જો નવ જાય હરી;
દુનિઆમાં અતિશે દાંભિકને આડંબરી.
ઢંગ થયો જોઇને હું, સુરતમાં સુત હરિ.

દોહરા.

ચિપાપર ચળકાટ શો, ગુલાબને શો રંગ;
ચંપાપર અત્તર વળી, જોઈ થયોછું દંગ.
બરફ઼પર સફાઇ શી, ધનુષ મેઘ શેં રંગ;
ચંદ્રમાં લે ફાનસો; હાસ્યજનક એ ઢંગ.
(Shakespeare)

---

## દુર્ઘટપથિનો વિચાર.

8-8-88

દોહરા.

જગતમાં જનમી અરે, મરવુંછે મુદ્દામ;
ત્યાં આગળ પ્રભુતાતણું, રહેલુંછે મુકામ.
યાત્રા અર્થે આવીઆ, ધારે લે એક ધામ;
ધર્મશાળા આ જગતછે, ભાવે ભજીલો રામ.
મુસાફ઼રી પુરી થશે, થશો હાલ બે હાલ;
ઝડપ કરીને, ચડપતો, પકડી લેશે કાળ.

---

## કવિતાજ કાન્તા.

2-7-88

દોહરા.

કવિતા વ્હાલી કામિની, કવિતા મારી પ્રાણ;
પ્રેમી પાણી પાઇને, પ્રેમે કીધો જાણ.
વધી વધારી સુખને, દુઃખમાં મુજ વિશ્રામ;
ગૃહે ગૃહે વધતી ગઈ, પ્યારી પ્રાણ સમાન.
ઘાયલ કીધો.છંદમાં, ગાનતાંન ગુલતાન;
પડું પથારી ભોંયપર, તેનું નહિ કંઈ ભાન

બની બનાવી તેં મને, ચાહવાની તદબીર;
શોધી કાઢી સ્હેલથી, પ્યારી સારી સુંદીર.

---

2-7-88

**કવિની ચક્ષુ.**

મનહર ભ્રમમાં ઘુમતી, કવિની ચક્ષુ એક;
નજર પલકમાં અવનિપર, પળમાં સ્વર્ગે છેક.
ઘટ્ટ થઇને કલ્પના, અદૃશ્ય વસ્તુ જોય;
આકાર કદી જો હોય નહિ, કલમ કવિની તોય.
ચિતરી આપે રૂપને, અવકાશ કરે મન ધામ;
કલમ કવિની કારમી, પાડે શુન્યનું નામ.

Shakes peare

**દોહરો.**

**2-7-88**

પૈસો છે પતંગીઓ, પક્ષ વિના રહે પાસ;
આપેક્ષા રાખી પક્ષની, રૂતુએ એનો નાશ.

Pope.

**દોહરો.**

નાટક ભૂમી જગત છે, પાત્ર ખરે નર નાર;
જગ પડદે ખેલી કરી, પડદો પડે પસાર.

Shakes peare.

**દોહરો.**

સદ્દગુણ પેહેલો એજ જે, દુર્ગુણને દુર કાઢ;
ડહાપણ પેહેલું એજ કે, મુર્ખપણું ન વધાર.

( Pope. )



## જન વિલાપ.

### શિખરિણી.

6–6–88

પિડા ચિંતાવાળી, દુખદરૂપ ભારી અવગુણી;
મળે જો સંસારે કપટરૂપ નારી દુર્ગુણી.
અરે શાની વ્હાલી, મનુપ વિતહારી વિપયની.
નહિ લજ્જાવાળી, જુલમરૂપ જાળી જગતની;
કરે કેવાં નીચાં, કરમ ક્રુર જુઠ્ઠાં હઠ કરી
અરે જોઈ ઝાઝી, શરમ વિણુ તાજી ન ફકરી.
અરે મારા પ્યારા, ભરત તન વ્હાલા વીરતમો;
મુઝાઓછો ઝાઝા, હૃદય તમમાં રે, ક્ષિણુ અમો.
અરે આ શો આવો, જુલમ જગમાંરે પ્રસરતો;
કરો કોઈ જોઇ, સરવ સુખ માંહી નજરતો.
અરે કો'ને આજે, જનમ લઈ કો સુખિ થયા ?
(કે) ગયા સ્ત્રીના દુખે, દરદમય ડાહ્યા ડુબી ગયા.

---

## યુવતિ વિલાપ.

### શિખરિણી.

7–7–88

પુરો વ્હેમી આડો, પતિજ દુઃખ ભારો ભય તણો;
નહિ બુદ્ધિવાળો, જુલમ રૂપ ઝાઝો અતિ ઘણો.
નહિ ધંધાવાળો, મુરખ પતરાજી અવગુણો;
અરે શાનો પ્યારો, વિપય રસ કાજે સમજણો.
મળે જો સંસારે, યુવતિ દુઃખ ભારી અતિ સહે,
ગૃહે આવે જ્યારે, મુરખ મન મ્હાલી કટુ કહે;
વિના વાતે બાઝે, યુવતિ મન લાજે કયમ ચહે;
બળ્યું આશું આજે, દુઃખદ દિલ દાઝે, નવ લહે.

બેઓ હીંદુ ધારા, જુલમ કરનારા જગ વિષે;
બેઓ પાપી મ્હારાં, લગન કરનારાં બહું દીસે;
કરૂં પ્રીતી પ્યારા, અવર પર પ્યારૂં ચિત જશે.
નહિ દોષો મ્હારા, નજર નવ નાખો કયમ થશે.
અરે આજે કોણે, પતિજ સુખ લીધું હરખથી;
બેઓ આજે હુતો, નજર નવ પ્યારા નિરખતી;
ભણી ભાવે માગો, પતિજ સુખ એનો બહુ ભણી.
તમે ભાગો કષ્ટો, મરદ મદ કાપો બની ટણી,

---

### દોહરા.

પરદારા તે માતૃવત, લોષ્ટવત પર દ્રવ્ય;
આત્મવત જે સર્વમાં, તેજ દ્રવ્યનું દ્રવ્ય.
ચંદ્ર ભુષણ નક્ષત્રનું, પતિ નારી ભૂષણ;
પૃથ્વી ભૂષણ રાજા છે, વિદ્યા સર્વ ભૂષણ.
તસ્કરને વળી ધર્મ શો ક્ષમા દુર્જનને શી;
વેશ્યાનો વળી સ્નેહ શો કામી સત્યતા શી.

**चाणाक्य शतक.**

---

## હિંદ હાલત.

### હરિગિત.

ભાવે ભજો ભગવાનને વળી કવન સદગુણ પાનનું,
રાખો હૃદે એ ભર્ય વાશી પાન પુરા પ્રેમનું;
ઈર્ષા વળી શા કામની ને લોભે લક્ષણ જાય શું
આ જગતની જંજાળમાં નિંદા કરે તો થાય શું. ।।
ભક્તિ સાચા ભાવની તું, રાખ દિલમાં આકરી,
જેને વડે કલ્યાણ ત્હારી, થાય ભુંડા જાતડી;
સ્વાર્થિના શિકારમાં ને, નારીની મોહ જાળીથી,

વિસરે વિસારે વ્હાલ તેની, ચાલ નીચા કુળની.
વ્હાલું કરો નિજ પેટને ને, અવરને પાળી ધરો;
સ્વાર્થે બનીને અંધમય મુર્ખો તમે હાથે ખપો.
આ ક્રોધને આ વેર ક્યાંથી, આવ્યું; પ્યારા ભર્તનો,
સંપ ક્યાં છે સંપ પ્યારા હિંદનો આ હાલ શો !!
દાઝો નહિ શું દેશ માટે, સ્વાર્થમાં ચકચુર બની.
પરતંત્રતા શું ભોગવો, ને દેશની ભક્તિ નહિ!
સંપ સુખનું મુળ જાણી, દેશની લો લાગણી;
એ ભર્તવારી ભ્રાતૃમય, કુસંપને છેદો મથી,
ભૂત ભુડા વેહેમનું, આ જગતમાં દેખાય છે;
હાંકી મુકો એ ભર્તવાસી, ઉદય સુખનો થાયછે.
સ્વદેશનો કાં ખ્યાલ છે, ઝુંસરી તળે શું ઊંઘ છે !!
લાવો અરે એ શૂર પ્યારા, વિજયમાં કલ્યાણ છે

---

## અગમ્ય પર સેવન.

### વસંતતિલકા.

ભારે અરે જગતમાં ઉલટું દીસેછે,
ખુશામતી ખચિંત સજ્જનમાં વસેછે;
દેખી દુખીત નરિ, માનતણિજ વૃત્તિ.
બાળે અરે હૃદયમાં અભિમાન ભઠ્ઠી.
આધીનતા કઠણ છે જગમાંજ કારી;
યોગી થઈ તપ ચહું, પણ આ નઠારી.

### પદ.

(know they self)

મૂઢ મુકીદે ધનાગમ તૃષ્ણા, ધર શુભ બુદ્ધિજ તું તૃષ્ણા;
નિજ લિખિતં કર્મે મળશે વિત્તં, વિનોદજમાં તવ ધર ચિત્તં
મૂઢ ધરે શું ધન યૌવન ગર્વ, કાળજ પળમાં હરશે સર્વ

માયામય આ અખિલજ ભાસે, બ્રહ્મ પદનું ભાનજ ક્યાં છે.
રિદ્ધી સિદ્ધી વ્યાધિ ગ્રસ્તં, જીવનજ જનનું અતિ છે ચપલં.
તત્વં ચિન્તવનુ સતતં ચિત્તે, દૂર કર ચિન્તા નશ્વરવિત્તે;
ક્ષણ તુલ્યજ જીવન સંગતિરેકા, ભવ અર્ણવમાં જીવછે નૌકા
જ્યાં સુધી જીવમાં ચૈતન્યશકિત, ત્યાં સુધી મોહમાં કરેછે મસ્તી
બાળપણામાં ક્રિડા સક્ત, યૌવનમાં શું યુવતિ રક્ત;
વૃદ્ધાવસ્થે વળી ચિન્તા મગ્ન; તોપણ નહિ શું બ્રહ્મજ લગ્ન.
કાળજ ખેલે ચલિતજ આયુ, મુકતા નથી મૂઢજ આશાવાયુ
જર્જર અંગને મસ્તક પલિતં, દન્ત વિના બનીયુ તુંડં;
કર કમ્પિતમાં ગ્રહશે દંડં, તોપણ સ્કુટ નહિ આશા ભાંડં.
તારૂં મારૂં મુક, ભજ વિષ્ણુ, કોપજ છોડી ભજ તું વિષ્ણુ

श्री शंकराचार्य.

---

## વિદ્યા.

### વસંતતિલકા.

માતા સમાન રક્ષણો હિત તાત વિદ્યા,
કાન્તા સમાન મધુરી દુઃખ મોચ વિદ્યા;
લક્ષ્મી સમાન પસરે દિશ કીર્તિ વિદ્યા;
શું શું ન સાધતિજ કલ્પલતેવ વિદ્યા.

(કાવ્ય સંગ્રહ સુભાષિત રત્નાકર.)

## લક્ષ્મી.

### વસંતતિલકા.

ઉદ્યોગથી પુરૂષને મળશેજ લક્ષ્મી,
"દૈવે કરીજ મળશે" ઇતિભીરૂ વાણી;
દૈવં મુકી ઉલટથી કર યત્ન ભારી,
યત્નો છતાં નવ મળે ચુક કાઢ કોની.

( કાવ્ય સંગ્રહ સુભાષિત રત્નાકર)

### વસંતતિલકા.

ચંચુજ કાગ કદિ હેમ જડિત હોયે,
માણેક મુક્ત ચરણોજ ભરેલ હોયે;
એકેક પક્ષે કદિ જો ગજરાજ હોયે,
તથાપિ કાગજ સદા નવ હંસ તોયે.

(કાવ્ય સંગ્રહ સુભાષિત રત્નાકર.)

---

## યોગ.

### દોહરા.

સર્વોત્કૃષ્ટ આ જગતમાં, વસ્તુ જે પ્રમાણ,
ઇશ્વરને વળી ધર્મને, સત્ય કરીને જાણ;
અભ્યાસ કરવો યોગનો, થાશે મોટું સુખ,
પામી ઇશ્વર ધર્મને, જશે સઘળું દુઃખ.
કહું અર્થ હું યોગનો, સાંભળજો સઉ જન.
નિરોધ ચિત્તવૃત્તિનો, કરજો સઉ સજ્જન;
જેથી આત્મા ઓળખી, આપ ઓળખશો ખાસ,
નહિતો કામ ક્રોધાદિમાં, લીન થશો કદાચ.
વૃત્તિ કોને જાણવી, ગણના કેટલી થાય,
મુખ્ય ક્લેશ અક્લેશછે, બીજી પાંચ કેહેવાય;
**પ્રમાણ, વિકલ્પ, નિંદ્રા, વિપર્યય ને સ્મૃતિ,**
પાંચેનો સારાંશ કહું, તમ આગળ કથિ.
ધારો મનમાં જે તમે, પ્રત્યક્ષ ખરે અનુમાન,
આગમ જણવે તેહને, કહીએ છે **પ્રમાણ;**
**વિકલ્પ** કથેથી જ્ઞાન તો, થાશે વારંવાર.
પણ તે વસ્તુ નહિ મળે, થશે નહિ કંઈ સાર,
અંતર વૃત્તિ આપણી, ન કરેલી કો દિન,
કિંવા જાણેલી નહિ, **નિંદ્રા** એવી હિણ;
મિથ્યા જ્ઞાને કરી, બતાવે શુભ વિષય,

પણ તેવું તો હોય નહિ, તે છે **વિપર્યય**
અનુભવ પેહેલો જે કર્યો તે થાય નહિ અળગો,
તેને **સ્મૃતિ** જાણજો, બીજે શીદ વળગો;
અંતર વૃત્તિ એજ કે, અંતરનો નિરોધ,
અભ્યાસ અને વૈરાગ્યથી, પામો એનો શોધ.
રેહેછે આત્મા આપમાં, **આપ** સ્વરૂપે ખાસ,
યત્ન કરે તેને નિમિત્ત, તેજ કરો અભ્યાસ;
વળી નિરંતર રાખીને, સાથે શુભ સત્કાર,
તો તે દ્રઢજ થાયછે, નીશ્ચે રહે દીર્ઘ કાળ.
તૃષ્ણા ન રાખો વિષયની, દ્રશ્ય અને અદ્રશ્ય,
ધારો વશ તમ સર્વ છે, જ્ઞાન વૈરાગ અવશ્ય.
(યોગ વશિષ્ટ.)



**મનહર.**

તાપીતટ.

5–1–88

આજે આઘે અનુભવ ભવના કિનારા પર,
બેઠો બેઠો *વિજીયાના રંગમાં રમતોછું;
તરત તાણીને નજર નીર આગબોટ (માંહી)
થતી ગોટાગોટ હતું મંદીર જ્યાં હિંદનું.
શાણા સરદારો માંહોમાંહે વાદ કરિ વદે,
કહો ભાઈ કેમ આજે આવી ગોટાગોટ છે;
સરવ સમાલવા સાથે શાણા થઈ બેઠા,
કહે હરી સુત ત્યાંતો અક્કલની ખોટ છે.



* માયા.

## અનુભવસુધા.

6-1-88

**મનહર.**

જનમીને જગતમાં, જરૂર મેં જાણી લીધું,
પીધું પાણી પુર્ણ મેં તો પ્રેમેં ઘણા ઘાટનું;
અંદરના મંદરમાં અંદરની ધુમ મચે,
દુનિઆને દેખાડવા ડોળ ઠાઠમાઠનું.
**ચપળા** જાણીને વળી **અચળ**ની આશા રાખે,
કેમ કહું નહી મારા અચળ * * * ને
ખરેખર ખાળનાર ખુદાતણી કુદરત,
લાલમાંજ લાલ ખુબી, ધન્ય **તુજ** પ્રેમને

—⁂—

## ગભરામણ.

LOVE PHILOSOPHY 5-1-88

**મનહર.**

મનને મુઝાવનાર, તનને તપાવનાર,
**અરે** હાય પ્રેમી પંથ, આવો કોણે કર્યો છે;!!
ઈર્ષા ઉપજાવનાર, દુઃખનો વધારનાર,
**હાં**સીનો કરાવનાર, **હાય**, કાં જણાય છે?
અનુભવ આંધળા, તુંજ આવું શાને કરે?
હાલી થુક હામ બેઠો, શું કામ ઉરાડે છે.
પ્રેમનો રે બન્યો હું, પ્રેમનોરે ભાઈ તું;
પ્રેમ વિણુ જગતમાં, જનમ્યો રે કોણ છે?

—⁂—

## સ્પપ્નામાંથિ ઝબકવું

18-11-88

**મનહર.**

સોંપાયેલી તારી,–સાથે, પીડાએલ એક પ્રાણી,

[1]દિનોદીન દરદમાં ધીમુ લોહી જાય છે;
દીવસમાં દસવાર યાદ લાવી પેલી * *
બાર વાગે દુ:ખરૂપ નિદ્રામાં દેખાયછે.
સ્વપ્ન સુમાર વીના શેકી નાખે સેજમાં તે,
જાણે પ્યારી મુખ જોતો હોઉં નીજ હોંસથી;
અરે એકાએક આવે ઉભરો અંતર વિશે.
ઝરા તણું ઝાઝુ નીર ઝટપટ જોસથી;
* * * થયાની બાદ ઝઝણાટ ઝરા માંહી,
જ્યારે થવા આવે ત્યારે ઝબકીને જાગેછે;
નિરાશ થઈને બેઠો લખવા વ્હાલાને આજ,
[1]બેટરીની વિજલિનો [2]શોક મુને થાયછે.

દર્દ.

3–3–88

### છપ્પા. ૧

બજોને પરની પ્રીત, કશા કામે નવ આવે.
બજોને પરની પ્રીત, માન મરજાદા જાવે;
બજોને પરની પ્રીત, કુટંબી કલેશ કરાવે,
બજોને પરની પ્રીત, આળ અમથાંજ ચડાવે;
પર.નારીની પ્રિતડી, પ્રભુ કોઈ નહિ પામશો,
છગન, હીરો પરખી લીધે, પરણી આવે કામ સો.

### છપ્પા. ૨

3–3–88

મરો અદેખી નાર, પાર નહિ કો પામે,
મરો અદેખી નાર, મુળ ઊંડા જો જામે;
મરો અદેખી નાર, ભાર ખોટી ન કામે,

I Battery-galvanic. II Shock-cletric shock (chemistry)

મરો અદેખી નાર, *વન સેવેલાં રામે;
હોય અદેખી નાર તો, સંભાળી સહુ ચાલજો,
છગન, અદેખી નારના, મૂળમાંથીજ મૂળ બાળજો.

છપ્પા. ૩

3-3-81

હોય રૂપાળી નાર, ગુણ વિના વિલાસી,
હોય રૂપાળી નાર, ખુબ ભારે લાદેલી;
હોય રૂપાળી નાર, રૂપમાં રૂપુ દેખે,
હોય રૂપાળી નાર, આપ ગુણ આપજ ભાખે;
હોય રૂપાળી નાર જે, નરના પગની બેડીઓ,
છગન કહેરે ગુણ વિના, જીવી તે ન જીવીઓ.

છપ્પા ૪

4-3-88

વ્હેમે વંઠે વાત, વ્હેમથી પ્રેમ ઘટેછે,
વ્હેમે વ્હાલાં વેર, ઝેર ઝાઝું ઘુટેછે;
વ્હેમે મિત્રો સાથ, પ્રાણનો પ્રેમ તુટેછે,
વ્હેમે વળગી રહે, બુદ્ધિ તેનીજ ઘટેછે;
કે દીઠી કે સાંભળી, વાત વ્હેમનું મૂળ છે,
છગન કહે સત માનજો, જીવતાંની એ શૂળ છે.

છપ્પા. ૫

4-3-88

સ્વારથમાં છે સર્વ, સર્વ સ્વારથને શોધે,
સ્વારથ રથમાં સર્વ, બેશીને સ્વારથ બોધે;
સ્વારથી થઇને સર્વ, ગુણ ખુશામત શીખે,
ખુશામતીઆ બની, ઊંચ નીચાને બીખે;

* કૈકૈએ-રામચંદ્રજીને વનવાશ કરાવ્યાં હતાં.

સ્વારથમય આ જગત છે, સ્વાર્થ વિનાનું કંઈ નથી
દુઃખ સમે પણ સ્વારથી, સ્વાર્થપણું મુકે નહિ.

છપ્પા. ૬

4-3-88

મરો કામિની કંથ, પંથ એક નવ પુરો,
મરો કામિની કંથ, સિંહ શેરીનો શુરો;[1]
મરો કામનિ કંથ, પરબુદ્ધિએ ચાલે.
મરો કામનિ કંથ, ઘણાને ઘરમાં ઘાલે;
મુર્ખો નક્કી જાણજો, માનાંવંઠ વેતરો.
છગન, પડે કેડ કામની, તે હડકાયો. * * *

દોહરા.

છપ્પા છ છગનતણાં, વાંચી કરો વિચાર;
આબેહુબ નજર આવશે, દુનિઆનો ચિતાર.

---

[2]વિહ્વળતા

6-8-87

આત્મબોધન.

ગઝલ.

અરે જીવ તું, કરે શું આમ; જવુંછે આ, મુકીને ધામ.
ગયારે ગયા, ભલા ભડવીર; નથી સ્થાયી, રડે કાં વીર.
અલ્પાયુષ, તવ તું જાણ; અરેરેરે, મેલો ગુમાન.
અરે નર્મદ, વિરહ તારો; ગુર્જરને, મન તું તારો.
તારો તે આજ, થયો અસ્ત શું; દેવી હિંદની, દુઃખમાં શું.
મધુરાં વેણ, તારાં વાંચુ; હૈયુ ભરાયું, અરે આંસું.
અરે જ્ઞાની, છવાઈ રહી; જીવ જાણે, શું પિડા થઈ.

---

૧ શેરીમાંનોસિંહ=કુતરો.
૨ કવિરાજ નર્મદાશંકરની નર્મકવિતા વાચતાં થએલી લાગણી.

હૃદય વ્યાકુળ, વિચારે છે; નથી સ્થાયી, શું રડે છે.
રહ્યો તું આંહી, મોહની માંહી; રહ્યો શું રે, અતિ લુબ્ધાઈ.
અરે જ્ઞાની, આ દુનિઆ છે; વૈરાગે, ચિત્ત ચોટયું છે.
શાધ્યાં રે શું, અરે મારો; કરોછો પાપ, નો ભારો.
જગનો ખેલ, નાટક વેશ; આ આવે, પછીના ક્લેશ.
ખળ્યો આરે, દુઃખી સંસાર, દીઠો નહી કંઈ મેં સાર.
કરે મારૂં, અરે મારૂં; નહી તારૂં, કંઈ તારૂં.
અરે પંડિત પીડારે, વિચારી રડે શું વિરારે.

---

## ભારતાવલોકન.

### ધીરાનું પદ.

નવે ખંડ નિરખ્યારે, ન્યારો મ્હારો ભરતમણી;
અજ્ઞાની અંધારેરે, અડચણો આવી ઘણી; ટેક.
ઉદરભરણ પોષણ અર્થે, ભણ્યા મતલબનું કામ;
સંસાર સાગર દુઃખનો દીઠો જડ્યો નહિ કંઈ ઠામ.
હવે તે ક્યાં જાવુંરે, કહો મ્હારા ખલક ધણી; નવેખંડ.
કોણ માતાને કોણજ પિતા, કોણ સગાંસહોદર સર્વ;
એકજ પ્યારો મ્હારો પ્રેમી બીજા રૂપે ઈર્ષ્યાને ગર્વ.
તુંછે પ્યારા મ્હારારે, ન્યારા પ્રભુ શિરોમણી; નવેખંડ.
કોણ સ્ત્રીને કોણજ પુરૂષ, તેના ભેદ તું પેખ;
કોણ પધ્ધતિમાં પ્રભુએ મુક્યાંછે, તે આંખ ઉઘાડી દેખ.
અજ્ઞાની ઉકરડેરે, પડી રહ્યો પારસમણી; નવેખંડ.
પેટ પોષણના પુરાં નથી પડતાં સ્વદેશાભિમાન ક્યાં દેખાય;
દેશ ખરો તો તેને કહીએ, વિજયવાણીજ બોલાય.
વિજય વિજય કરતાંરે, ભુલ્લો પડ્યો ભરતમણી; નવે.

---

### ભૈરવી

જેવી કરણી તેવા લેખ પ્રભુ લખે,
તે બીજા કોઇથી ફરી નવ શકે; જેવી કરણી—
સુખદુ:ખ સમ જેમ પ્રેમે, રહે રાખે પ્રભુજી તને;
કર્મે લખ્યું તે કેમ ફિટી શકે; તે બીજા કોઇથી.—
રાવણ જૂઓ જોગી થયો, સતિ સિતાને હરી ગયો;
તેને રામ વિના કોણ, માંરી શકે; તે બીજા.—
દ્રૌપદીની લજ્જા રહી, પાંડવની કિર્તી થઈ;
કૃષ્ણ વિના કોણ, જંગ જીતી શકે; તે બીજા.—
શિશુપાળની શુદ્ધિ ગઈ, ભીમકની શોભા રહી;
રૂક્ષ્મણીનું દર્દ કૃષ્ણ જાણી શકે; તે બીજા.—
રૂક્ષ્મૈયાએ રૂડું ન કીધું, પુજ્ય પિતાનું માન લીધું;
કૃષ્ણ વિના બદ્દશિકલ, કોણ કરી શકે; તે બીજા.—
હરીશ્ચંદ્ર દુ:ખી થયો, નીચ ઘેર જઈને રહ્યો;
તેના વિના સત્ય કોણ, સાહી શકે; તે બીજા.—
જે જન જેવો ગર્વ કરે, તેને નિશ્ચે દંડ મળે;
અવિનાશીને ભજ્યાવિના,કોણ તરી શકે; તે બીજા.—
મગનમાં રાખોછો મન, નિર્ભયમાં રહેછે જન;
હે વ્હાલા! લાલ વિજય, કેમ કરી શકે; તે બીજા.—

### ઉર્દુ ગઝલ.

#### ગમગીની.

31–5–86

આફતમેં સબ અંધા હે, અગર ઈફ્લાસ[1] અફશોશાહે,
એકલા અસીલ ઉદાસી હે, [2]આફતાબમેં જબ આયાં હે;
મોતકી ચીઝ ક્યાહેરે, ખુદાકા [3]ખોફ ફિરસ્તા હે,

---

૧ ગરીબાઈ. ૨ દુખ. ૩ ગુસ્સો—એટલે મોત, એ ઇશ્વરનો ક્રોધી ફિરસ્તો.

ગમગીનસે ક્યા ફાયદા હે, ગયે તો ગયે ક્યા આતા હે.
હે હે હે તું આજે હે, કલ્કિ બાત ક્યા માલુમ હે.
તદ્બીર ક્યા કુચ ચલ્તી હે, તકદીરકા તમાશા હે.
સબ દુનિઆ હે પુરી ફાની, બિરાદર કોન, કોન જાની;
અગર વ્હાંસે ક્યા લેનાં હે, દસ્તસે ક્યા ઊઠાના હે.
**ધર્મ ઔર પ્રેમ** આતા હે, દગા દુસ્મન રહેતા હે;
એસા બોલ—કહે, દુનિયાં હે દોરંગી હે.
દોરંગી હે તુરંગી હે,—કી અબ બંદગી હે.

---

## દરિઆ કિનારો.

### શાર્દુલ.

પ્યારી તું સરિતા ધરેજ સવિતા, કીર્ણોજ છાતી ભરી,
શું શાણી થઈને ધરે ધવલતા, ધોળી કરે જાતડી.
બાળે સ્વઅંગ તોય નાથ વદતી, આલિંગને કિર્ણો તું,
શાબાશી ઘટતી તનેજ સરિતા, રાખે ખરો પ્રેમ તું;
પ્રેમી વૃત્તિ જણ ઠરી શું જડમાં, મારે હવે કેમરે.
રાખી ધીરજ પુર્ણ પ્રેમ મનમાં શોધું જઈ પ્રેમ રે,
આવો, પ્યાર કરૂં ખરેજ જડનો, વ્હાલી કહું તુજને;
પૃથ્વીમાં ભરપૂર ઝેર પ્રીતમાં દેખ્યો નહિ પ્રેમને.

20-5-88 Dumas

## મિત્ર મનૂથનૂ.

### મિત્ર ગરબી.

( સખિ આવેલો કારતિક માસ—એ રાહ. )

મણિમય શબ્દે ગુંથેલ, રસિક **દ્રય** અક્ષરો.
પ્રાબલ્ય એનું તું જો, આનંદ આવે ડુસકો.
શબ્દ બેનીજ રચના માંહી, ગાંભીર્યછે કેટલું;
અર્થાન્વયનો નારે પાર, ખુબીમાં તે કેટલું.

હ્રદય શબ્દ વિનાનો છતી, જીવ સાલેછે
જડ ચૈતન્યમાં શું ફેર, ખરે જીવ દાઝેછે.
નસ્વર જગની માંહે, દુર્લભ એ શું જાણવું !
પ્રેમી પ્રાણુ હું તુજનો જાણ, * * * * *

23-1-88

—◦◦◦—

દોસ્તી.

ઉર્દુભાષામાં

( શેકશાદીના ગુલીસ્તાન ઉપરથી )

ગઝલ ભૈરવી.

હમ તો આશક હુવે, તેરે ન્યાઝ ઉઠાને વાલે; એ રાહ.
ગુઝારા. મેં મહોબત તેરી મેં, [1]રોજ હે તું દિલ કે દોસ્ત;
જુદાઈકા યે [2]ધમ ઉઠાકે, હુવા હું [3]આસા [4]યક [5]ચોબ. ૧
[6]દિલપઝિરહે તું, તું મેરાહે, જાન કો બચાને વાલે;
ઈનઆમ ક્યાં [7]ઈનસાન દેવે, મેં તો દિલ દેને વાલે. ૨
[8]સિયાહ ફામ હોકર ક્યા હુવા, [9]ગુલગુન [10]રૂ મેં ક્યા માલહે;
[11]ઈશક સિયાહ ઔર ગુલકી કદર નહી પેછાન્તાહે. ૩
[12]શબ-સબાહ તલક રોજ દરદ મેં, ગુઝારે તે રાહેયે [13]હબીબ;
ખ્યાલ હુવે મુઝારા હોતાહે, બુલાતા હું મુફલિસ [14]તબીબ. ૪
તબીબ આગે દર્દ બોલું મેં, [15]હીચ જવાબ ન દે તબીબ;
[16]અહમકકી નિશાની હે તો, દિવાના હેયે તસવીર. ૫

15-5-88

---

૧ દીવસે. ૨ દીલગીરી. ૩ જેવો. ૪ એક. ૫ લાકડી. જુદાઈ વેઠીને લાકડી જેવું અંગ થઈ ગયુંછે. ૬ દીલખુશ કરનાર. ૭ માણુસજાત. ૮ કાળો. ૯ ગુલાબજેવું. ૧૦ મોં. ૧૧ ખરો પ્રેમ. ૧૨ રાત દહાડો. ૧૩ મિત્ર. ૧૪ તબીબ=વૈદ. છબીરૂપી વૈદ. એ વૈદ આગળ દર્દ રોઆં તો પણ અસર થઈ નહી પણ અરે આ તો છબીછે. શેની આશે! ૧૫ કંઈ બિલકુલ. ૧૬ મુર્ખાઈ.

# દુનિઆ દર્પણ

છપ્પા.

10–3–88

કામની કાજ રઘુરાય, વીટકવન વનમાં રોયા;
કામિની કાજ લંકેશ, શીશદશ નિજના ખોયાં.
કામની કાજ કીચક, કુલ નિકંદન કીધું;
કામિની કાજે ઇંદ્રે, શ્રાપ શીરપર તો લીધું.
કામિની થઈ ન કામની, શિવબ્રહ્મા સુધ નવ રહી;
લાલ કહે શા કામની? સર્વેની જ્યાં પત ગઈ.

છપ્પા.

10–3–88

બળોજ ગુણવિણ રૂપ, બળો અશ્વવિણ તેજી;
બળો મિત્ર શું કપટ, બળો દુરિજનથી સ્નેહ,જી.
બળો અર્થવિણ વાત, બળો ભાવ વિણ હાંસી;
બળો દર્દવિણ દવા, બળો વસ્તીવિણ વાસી.
પાનવિણ ફૂળ તે બળો, ઇંદ્રિવર્ણીના જે ફળો;
લાલ લહે વિદ્વાનને, યશ વિણ દોલત પણ બળો.

છપ્પા.

10–3–88

નમે અશ્વ બહુ તેજ, નમે દાતા ધન દેતો;
નમે આમ્ર બહુ ફળ્યો, નમે ભારે જે છે તો.
નમે સિંહ ગુણવાન, નમે વાહનપર સ્વારી;
નમે જે ભારી હોય, નમે કુળવંતી નારી.
કંચન પણ કસતાં નમે, વિદ્વાન સહુને નમે;

સુકું કાષ્ટ અજ્ઞાન નર, ભાંગી પડે પણ નવ નમે.



## સ્તવન.

### શાન્ત હરિગીત.

4–6–87

વંદુ વિશ્વનાથ જે, અનાથનો તું નાથછે;
અગમ્ય રમ્ય કળકળા, તું પ્રાણનો આધાર છે.
પ્રણામ વારંવાર. હું સંભારનારો દાસછું;
દાસ દર્દી દુર્બળાની, આશવાળો તુંજછું.
જગતની જંજાળમાં, જળવાય પ્યારા કેટલું;
સારાંશ મારી અર્જ એકે, પાય તારે હું પડું.



## દોહરા.

### અશ્રુપાત.

5–8–88

જગત જનમ આ ભવ રણે, દુઃખ દુઃખદાયક છેય;
અચળજ રહેતા ઇશ તે, સ્મરણ ખરૂં છે તેય.
જનમ મરણ તો સાથિઆ, જન્મ્યા તેનું મોત;
કદી કદે વય કો વધ્યા, કાળ કરેછે ચોટ.
નશ્વર જગમાં સ્થાયી શું, કોણ પિતા ને માત;
બુદબુદ[1] સમ આ અવનિપર, ભગિનિ કોણને ભ્રાત.
દુઃખમય આ સંસાર છે, જનમ ધરી નવ સુખ;
નવલ પુન્ય શું આજ છે, નવલ અરે આ દુઃખ.
મણિમય રસ વિધા જના, ભૂષણ રૂપ છો આપ;
અસ્ત થશે શું ભર્ત્તના, તારક રૂપ છો તાત.
ધરવી ધીરજ શું રહી, કુમળું કાચું મન;

---

૧ પરપોટો.

ધરે ધીરજ તે કેટલી, અહો નિશ બળતું તન.
ખીલતા ફુલને આ અરે, કળીમાંથી શું દુઃખ;
કરમાશે શું આ સમે, અસ્ત થશે શું સુખ.
પ્રેમ તંત્રનો તાર તે, તુટી જવાનો જાણ;
કો વ્હેલા વળી કો પછી, મરવાના મુદ્દામ.
કાચો દોરો સુત્રનો, પળમાં તુટી જાય;
માયા તેવી જગતની, પળમાં ચાલી જાય.
શાન્તિ રાખી શાન્તથી, ધીમુ કર તુજ મન;
ધૈર્ય પતાકા પાસ લઈ, કરતું રોજ સ્તવન.

---

## તન.મનનો ઝગડો.

20—6—88

(લોચન મનનોરે, કે ઝગડો લોચન મનનો—એ રાહ.)

**ગરબી.**

તન મન મનનોરે, કે ઝગડો તન મન મનનો;
દુખિઆતે જીવનોરે, કે ઝગડો તન મન મનનો. ટેક.

(સાખીઓ.)

**મન**—મન કહે ધીકયું હું રહું, સાંભળ તન સુજાણ;
**તન**—શા માટે ગભરાય છે, મારા મન અજાણ. કે ઝગડો.
**મન**—પ્રીત પુરાની માહરી, નીત હવે દુઃખ દે;
**તન**—દુઃખ તારામાં હું બળું, શીદ નવ છોડી દે. કે ઝગડો.
**મન**—પ્રેમી મન હું પ્રેમનું, પ્રેમજ મુજનું પાન;
**તન**—પ્રેમ અંધારે તું પડયું, દુનિઆનું નહિ ભાન. કે ઝગડો.
**મન**—દુનિઆને હું શું કરૂં, વ્હાલી દુનીઆ જાણ;
**તન**—તે માટે તેમાં બળી, કરી તેં મારી હાણ. કે ઝગડો.
**મન**—વ્હાલું તેતો દુઃખ છે, લાગે નહી લગાર;

**તન**—અરસપરસ દેખું નહી, શીદ કરે તકરાર. કે ઝગડો.
**મન**—મમ મન સાક્ષી ભૂત છે, અન્યોઅન્ય અજાણ;
**તન**—મન! તનને દુઃખ બહુ પડયું, વળી તને નહિ સાન. કે ઝ.
**મન**—પ્રેમી પંથે પરવરી, તન, મનને કાં શોક;
**તન**—તન તારાને હરઘડી, દુઃખી કરેછે લોક. કે ઝગડો.
**મન**—બળ્યો જનમ તન માહરો, દુનિયામાં દેખાય;
**તન**—ધીરજ પકડ મન માહરા, પ્રેમે શીદ રિબાય. કે ઝગડો.
**મન**—તન રોકે શા કારણે, જખ મારેછે લોક;
**તન**—અરે અરે મન માહરા, આવો શો તુજ કોપ. કે ઝગડો.
મન માને નહિ કોઈનું, તન પાછળ ઘસડાય;
દોડી **બુદ્ધિ** બળ કરી, કરવા આનો ન્યાય. કે ઝગડો.
"સભા સોહંતુ બોલીએ, જેમ રિઝંતો રાય;"
દુનિઆનું દષ્ટાંત એ, ભુલી અરે કયાં જાય? કે ઝગડો.
સ્વારથ મય આ જગતછે, સ્વારથના છે પ્રેમ;
સ્વર્ગિક તારો પ્રેમ જે, મળે તને તે કેમ. કે ઝગડો.
માટે શિક્ષા તુજને, દઉંછું દિલથી આજ;
સમય સમય સમ ચાલીને, કર તું તારૂં કાજ. કે ઝગડો.
નિર્ભય મનમાં તું થઈ, રાખ હરીની આશ;
મગન થઇને છગન કહે, નવલ વિજય છે પાસ. કે ઝગડો.

---

## પ્રશ્ન.

### દોહરો.

શિવને વ્હાલું કોણ છે, શિવનું શું છે પાન;

કોને ઝાઝી તે વરે, તેનું છે કંઈ ભાન?



गीतहास्यविनोदेन कालोगच्छतिधिमताम् ।
व्यसनेनैवमूर्खाणां निद्रायाकलहेनच ॥

---

## શૃંગાર.

### લાવણી.

(ચલો ચલો શું વાર લગાડો)—(નર્મદ મસ્ત રાહ.)

ચલો ચલો ચિત્ત ચતુર ચાલો ચટક ચપળ એક ચહાનારી,
ચહાનારી પણ થાનારી રે જા નારી હાય જા, નારી;
નારી પણ એક નેહ ભરેલી ખરી ખામોશ તે ખમનારી,
ખમનારી પણ દમનારી રે જમનારી તે વિતહારી.
હારી ગઈ શું હરિ હઠિલી હાય હરિતન હરનારી,
હરનારી શું કરનારી શું ડરનારી સૌથી પ્યારી;
પ્યારી પોપટ પણે પોકારે પ્રાણપાળી તું પીડનારી,
પિડનારી પણ તેડનારી હે ચઢનારી એ દુઃખ બારી.
ભ્હારી પ્યારી પાસે બેસી બ્હાર થકી તે જોનારી,
જોનારીને જાતે જઇને ઝટ જગાડું બલિહારી;
હારી મારી ફૂલીફુલી લાલ પ્રેમ લે લલકારી,

લક્ષકારી વાંચો પ્યારાઓ નવલવિજય તે ગુણકારી.

---

### ગઝલ.

સુનો તુમ યાર પરદેશી—(એ રાહ.)

### તારી છબી.

અરે શું હું આ દેખું રે, શું, તુજ મુખ પેખું રે;
પડી ભ્રાન્તિ મને ભારી, તું ક્યાંહને હું ક્યાંહરે—ટેક.
તું મુજ દૃષ્ટિ ગોચરે, હું તુજ મુખ સન્મુખ;
રહ્યોછે ટક ટક જોઇને, તુજ પ્રિય લેછે દુઃખ.
અરે શું તું તું છે રે, પ્રિયે આજે તું ક્યાં છે રે;
આવી પાસે બેસે રે, થઇરે લ્હેર રંગની રે. અરે શું હું.
તુજ ચપળ ચપળના નેનમાં, મિલાવું મુજ નેન;
તાદૃસ્ય પ્રેમી હું બની, કરૂં પુનઃજીવન મુજ ચેન.
અરે તુજ ભ્રૂ તાણ્યાં છે, અનંગ ધનુષ તેં લીધાં છે;
તાક્યાં તીર તું મારે રે, કટાક્ષે કીધ ઘાયલ રે. અરે શું હું.
શું પ્રેમ ડુબ્યો જોઇને, ચઢી પ્રેમ યુદ્ધ તું કાજ;
ટપકી તુજની કારમી, જય વિજયધ્વજનો ભાસ.
અરે તું પ્રેમ મૂર્ત્તિ રે, મગનમાં શું ફરેછે રે;
ટપકી એ લાલ ભૂલી રે, ચપળ ચટક લગાવી રે. અરે શું હું.

### દોહરો.

કોને ઝાઝું સુખ છે, જેને ઝાઝું ધન;
કો કોનાથી નવ ડરે, પ્યારા તન મદન.

---

20—12—87

## ઓર મઝાછે.

### લાવણી.

છુટી જવામાં ઓર મઝા છે, લડી લડાઈ વ્હાલાં સંગે;

કારણ પાછાં તેજ મળેછે, છાતીમાં છાતી અંગે:
પ્રભુ પુતળાં તેં સરજાવ્યાં, સુખ દુઃખના અનુભવ માટે;
શેં સરજાવી નહિ સલુણી, એક છબી તેં મુજ માટે.
ઓ મારા પ્યારા હાથેથી થયું, ઉપાયો શા હું કરૂં;
નથી લડી કે ઝગડો કરીને, માશુક છિનવ્યું મન મારૂં.
પ્યારા દાના દિલના હો તો, પ્યાર ચીજ સમજી લઇએ;
જીદ કરી કો દરવાજે કાં, પ્રેમની ખાતર પડી રહીએ.

20—11—87

**લાવણી.**

બુલ બુલ બાગમાં અને રાગમાં ફુલ ગુલાબી ક્યાં છે રંગ,
ગુલબદન સદનની શાણી સજની, જોવા દે કેવા છે ઢંગ;
નજર કટારી ચઢી અટારી ગફ્લતમાં મારી ગઈ શું,
કતલ કરીને કાળજ આણ્યો, ઓઢવાને અંગપર નહિ શું.
રડી રડીને દિલ અમારૂં અર્પ્યું જાણી જાન રતન,
ઓ મારા વ્હાલા બતલાવો ક્યાં તે વ્હાલીનુંજ વતન;
બસ બસ જાનીની જુદાઈ, જીવ્યાનું શું છે રે કામ,
આ પરમાણે દુઃખ દીધું તે, માનુનિનું ક્યાંછે મુકામ.
સુરત સુરતપર સુરત કરીને, જનનાં કીધાં મન હરણ,
લાલ ગુલાબી ફુલ * * * ના, બતાવ પ્યારા લાલ * * *

---

## **સંક્ષિપ્ત વરષાવર્ણન.**

ચોમાસામાં ચમન ચમકાર.

**વસંતતિલકા.**

વૃષ્ટિ સમે નિરખવી છબી આશમાને,
છાઈ છવાઈ ઘમઘોર ઘટાજ જાણે;
કો પ્યોજ આ ઘુમટ તો, કળિયગ દેખી,

ભીતી ભરી વદનમાં સુચવેજ નીતી. ૧
ફુલાઈ છાક છકમાં મદ ખૂબ આણે,
પર્જન્ય આજ અતિ માન ભર્યોજ માને;
પૃથ્વીજનો મદ ધરે નવ પ્યાર જાણે,
કાળાંજ વાદળ સમાં મદ ખૂબ આણે. ૨
વૃષાદ બિંદુ ટપકે ટપકેજ હારે,
જાણે ગુંથી ધવલમાલ જલનેજ દોરે;
આવી પડે અવનિમાં સ્ફુટ ત્યાંજ થાયે,
મુક્તા સ્વરૂપ સુચવેજ પત્રોની માંહે. ૩
ગોળાકૃતિ જલધિમાં ટપકું કરેછે,
પામેજ નાશ પળમાંજ મદ તો ધરેછે;
તે જેમ લોભ વશથી, જન જે ધુમેછે,
જાણે નહી સહજમાં લઘુતા પળેછે. ૪
ગંભીર નાદ કરતો રવ કાને આવ્યો,
પર્જન્ય નાદ રવમાં મળીને વધાર્યો;
શોભીત વ્યૂહ સમ આ રચનાજ ભાસે,
બોલે મયૂર રવ જેમ યુદ્ધે વિરાજે. ૫
લીલી લતા લલિત રંગ અંગે સુહાવે,
પીને મચેલ મદવેલ છકેલ જાણે;
મુગ્ધા મદે લચકતી મદને છકાવી,
કામાતુરી ચપલ અક્ષિ લસતી છબીલી. ૬
કંપે મૃદુ કદળી નાર લચે ગુમાની,
સિતોદગાર સુચવતી, દ્રવતીજ લાજી;
છુટી પડે અનિલ બાથ નમેજ હારી,
હા હા કહું ! કદલીને, કદલી કેનારી. ૭
આ શુભ્ર અભ્ર ઘમઘોર ઘટાજ તાણી,
ત્રાડે ધરા થથરતી ધમકીજ પામી;

જાણે દેવેન્દ્ર દળ સાથ લુચ્ચાઈ દેખી,
યુદ્ધે ચઢ્યા ધરતીમાં કળીયૂગ પેખી. ૮
શ્વેતાંગિ આ વિજલિતો ઝબકે સ્વચ્છન્દે,
આ અભ્ર યુગ્મ તડિત અંગ જ્યાં કરેછે;
લાગે લડાઈ દર્શી દામ એવી રે તું છે,
હા, હા, ચળે ચપળતો વીજ ધંધ એ છે. ૯

27—5—88 Dumas



## મસ્ત રાગ.

### "વિજલિની દરકાર શી"

છાકે છકેલી છળ છબી છમકાર ઝાઝો છેતરે,
હે [1]તડિત [2]તારા તેજમાં તુજ તકતકે તસવીર રે;
અંગ અર્પિ અર્ધ આપ્યો આખરે આ આગશી,
વિચલ વેગી ચમક વાળી, વિજલિની દરકાર શી. ૧
ધમઘોર ધનમાં ધુમતી, ધચડાટ ધાઢો ગાજે શું,
સદન સારૂં સહજમાં સંતાડે શું સમુળગું;
ચમક ચલી ચમકાવીને તું ચો દિશેરે ચાલતી,
ચપલ વિદ્યુત અચળ નહીતો વિજલિની દરકાર શી. ૨
રૂપેરી રમ્ય રૂપિણી રૂપાળી રમતી રંગથી,
આવે અહિં આકાશમાંથી, અવનિપર જો આંખડી;
ભુલે ભોળો ભાન તોરે ભસ્મિ ભુત તુજ ભેટથી,
વાટે જતાં રે વાઢે એવી, વિજલિની દરકાર શી. ૩
મગનમાં તું મ્હાલતી ને મદનમાં શું દોડતી,
વરસાદમાં તું નાચતી ને નેનથી શું નાખતી;

---

૧ વિદ્યુત. ૨ Star.

અંગાર આંખે આવતો ને અંગમાં આ આગશી,
વશ કરે તું મૃત્યુને તો વિજલિની દરકારશી. ૪
૧પ્રાણપિતાએ પાણી પાયું પ્રેમે પ્યારી પૂર્ણનું,
નિર્મળ નવોઢા નંગ તારૂં નર્કમાં નિપજાવીયું;
લગ્ન લીધાં લોહ સાથે લાગણી શી લાગતી,
વિનયવાળી ક્યમ વદું કે વિજલિની દરકાર શી. ૫
વૃષાદનાં જો વાદળાં વિખરાયલાં વાગે કદી,
છબક છબકે છેલ છબિલી ઝટ્ટ લઇને છળ છબી;
ટપકી રહ્યાં જો વાદળાં ઝાંખીરે તેથી નવ થઈ,
પણ અવર નભે ચળકાટ શો, રે વિજલિની દરકાર શી. ૬

28-5-84



## વરસાદનું ઉઘડી જવું.

### સાંજનો સમય.

**શાર્દુલ.**

લીલી શાલ ધરી ધરા નવિન તેં દીપે અતિ રૂપમાં,
વૃક્ષે આ મધુરો મયૂર રવ તો ગાજી રહ્યો ધુનમાં;
ચંપા વાસ ગુલાબ આ અનિલ તો લાવે મૃદુ લ્હેરશી,
શોભા આજ અનૂપ આ વિરહીને લાગે રતિ આર,શી. ૧
આલિંગે અતિ વેલ હેત કરીને પ્રીતે ભરે બાથરે,
વેલી પ્રિતમ સાથ ગેલ કરતી બાઝી ધરે હાથરે;
આંબા વૃક્ષ ચઢીજ કોયલ કરે, મિઠોજ ટહુકો સ્મરે,
મોરો આજ મધૂર નાદ કરતા, સૌન્દર્ય શોભા ભરે. ૨
બોલું પેહુ ઉડેજ ચાતકપણું રાખી તૃષા વારિની,

---

૧ પ્રાણપિતા=વિદ્યુતની ઉત્પત્તિ વાદળાના અથડાવવાથી તેથી તે વિદ્યુતનો પિતા.

પીધું મોદ ધરી વૃષાદ જલ તે શાન્તિ કરી પ્યાસની;
સંધ્યા શ્યામ મનોહરીજ દિસતી, કાળીજ સાડી ધરી,
ઊંચે આ નભની છબી અવનવી, છાંટી વળી આંવતી. ૩
જો વૃષાદ રહી જઈ પવન તો વાવાજ લાગ્યો અહિં,
વિખેર્યાં નભમાં અભ્ર વિચરતાં દોડે અરે જો અહિં;
ધોળી વાદળી જોને વેગે પળતી ક્યાં ક્યાં અરે જાયતું,
ચાલી શું પ્રિતમ મિલાપ કરવા, હા, હા, મને રાખીશું ૪
તારાને શશિ શીળ શાન્ત રજની ફીકી વળી ચાંદની,
દિવા દાંડીજ સ્થાયી સ્થાન રહીને, પ્રેરે પથી નાવની;
કેવી પ્રેમવતી દીસેછે જળમાં સેવે સતિ શીત તે,
**પ્રેમે દુઃખ સહી સદા અચળતા રાખે ખરે તેજ તે. ૫**

29–6–88 Dumas

---

## રાત્રીનો સમય.

### મસ્ત રાગ.

આકાશ શામળ સુજની તું હૃદયવાળી મુજની,
કપોળ મધ્યે ગોળ તારો [1]ચાંદલો જ્યાં ચાંદની;
રૂપેરી[2]બુટ્ટી તુજની છટકી રહી તે કો ગણે,
મંદીર સુંદર શાણી[3]વાણી ભાવથી આવી ભણે.
વાણીના વિલાસમાં તું તાળી દઈ આકાશમાં,
પળપળે પલકારતી તે પેશી ગઈ પાતાળમાં;
ઝબક ઝબકી વિજલિની અવનવી આ શી કળા,
ક્યાં ગઈ તે કારમી કોઈ અન્ય રમ્ય વિકળા.
શુભ વેશ રૂડી દેશ છોડી કેશ વેરી ક્યાં જશે,

---

૧ આકાશરૂપી કપોલમાં ચંદ્રરૂપી ચાંદલો. ૨ તારાઓ.
૩ વરસાદમાં કકડાટ થાયછે તે વાણી.

કોણ ચિત્તને ચમકાવવા તું રૂપ ગર્વી શું હસે;
નવનવા તુજ રૂપમાં નાચી રહી મુજ દુ:ખમાં,
કેનેરે કોનું કાળજું કોરી રહી કો સુખમાં.
સુર્યોદયે એ દીનનો હે ડર તને છે કે નહી,
કો લાલને લલચાવવા તું ચિત્તને કાજે અહિં;
કો કવિનાં ચિત્ત કોરવાને, ધરૂં વિજયવિધ રંગ હું,
પણ હાય ખુબી તાહરી બલિહારીમાં હું દંગ છું.

26–6–88

---

1–7–88

## મસ્ત.

### વિજલિની બલિહારી શી !

ચપલ જ્યારે ચમકતિ તુજ, ચક્ષુ મીઠી રસભરી
રે સ્નેહ તણાં પર્જન્યમાં તુજ, ચળકતિ એ આંખડી.
છબક છબકી ચિત્ત ચોરક, પ્રેમ [1]પારદ પાથરી;
વાહવાહ કહું તુજ વદનપરરે, વિજલિની બલિહારી શી !
રૂપેરી ખુટ્ટી ઓપતી શું, પલકમાં લપટાવતી;
અવનવી આ તુજ છબી, મુજને બચુ પિગળાવતી.
જો જો ને પેલી ઝબક ઝબકે, નિર્ભય નભે તે નાચતી;
વાહવાહ કરૂં ચતુરાઈ પરરે, વિજલિની બલિહારી શી !
લોકો વદે કે વિજલિની તો, ભેટ ભુંડી બાળતી;
લોકો વદે કે અનલ પેઠે, ભસ્મિભુત કરી નાખતી.
અનુભવ વિનાના આંધળા, દેખે નહિ એ આરશી;
વાહવાહ અરે તુજ વાણીમારે, વિજલિની બલિહારી શી !
આકાશમાં શું ભય નહી, મસ્તાન થઈ કેમ મ્હાલતી;

---

૧ પારો.

હાહા ખરે વર્ષાઋતુ આ, મ્હાલ મારી મદ ભરી.
વખત આછે મ્હાલવાનો, પ્યારમાં સમજી રતી;
વાહવાહ વદું ચતુરાઈ પરરે, વિજલિની બલિહારી શી!
ઘઘડાટને કકડાટમાં આ, તારલિઓ નાસતી;
પુર્ણિમા રૂપાળી ચંદા, શીળથી મુખ ઢાંકતી.
અલમસ્ત મારી તે ખરે, તોફાનમાં મસ્તાન થઈ;
વાહવાહ અરે તુજ છાતડી રે, વિજલીની બલિહારી શી!
ભુરકી નાખ્યો લોહનેને, પ્રેમ તારોછે રતી;
પ્રેમ જ્યારે પૂર્ણ પેખે, લોહની તો શી ગતી.
પંડિત તજીને ટેક જ્યારે, વર્ણવે કુદરત ખુબી;
વાહવાહ ખરેઆ અવનિપર, તો વિજલિની બલિહારી શી!



## [1] વિકટોરીયા બાગ.

**મસ્ત.**

સુંદર સલુણી વાડીના, વિલાસ મધ્યે આવતાં;
આનંદ પંખી ઉડતાં, દરરોજ યાદ આવતાં.
સલુણીની સુવાસમાં સંધ્યા સમયે બેસતાં;
મધુર મુખના મોગરા, દરરોજ યાદ આવતાં.
એક સમે આકાશ માંહી, ધનુષને અવલોકતાં;
ભ્રગુટી વાંકી વેલડી, દરરોજ યાદ આવતાં.
અંદર ફુવારે સુક્ષ્મ સારે, વારી જ્યારે આવતાં;
પ્રતિબિંબ ચક્ષુ પેખતાં, દરરોજ યાદ આવતાં.
નીરના તો કુંજ માંહી, કમળ જ્યારે દેખતાં;
મુખ કમળ કમળ કાકડી, દરરોજ યાદ આવતાં.

---

૧ એક વખત બાગમાં બેઠો બેઠો વિચારમાં ગરકાવ થઈ ગયો હતો તે વખતની ઉર્મી.

આંબા તણા એક વૃક્ષ, ઉપર કોયલ કંઠો સુણતાં;
ફરી પરે કોયલ ટહુકે, દરરોજ યાદ આવતાં.
વાડીતણા તો વદન ઉપર, વારેવારે આવતાં;
સાડી લીલી ભૂમિ સેજે, દરરોજ યાદ આવતાં.
કદળી તણાતો સ્થંભ મુકી, ઓરીકું રાખી પોઢતાં;
ફુલ ગુલાબી પ્યારાં મારાં, દરરોજ યાદ આવતાં.
કાંટો ગુલાબી ઝટ લાગી, ડંખ દાબી રાખતાં;
લાલ કાંટો ચમચમે હાય! દરરોજ યાદ આવતાં.
તે વાડીના વિલાસમાંથી, તાપી તટને છોડતાં;
નિર્ભય વિજયના લાલને, દરરોજ યાદ આવતાં.

18-6-88



## ઉર્દુભાષામાં.

### ગઝલ.

નઝોસા દેનાં આતાહે—એ રાહ.

Love-lorn lover's address

ચશ્મે કાતિલ દિવાનાહે, તેગે [1]અબ્રુકા ઝખ્મીહે;
માશુકા હાય [2]ઝુલ્ફુંમેં, [3]રૂહકી ખૂબ ખુવારી હે.
અરે જાની દિલ ચાહતાહે, [4]ધમતો દિલ ખુડાતાહે;
ધમ[5] ખુરદન્ મેં તેઝીહે, ક્યું આશક કાયે [6]પેશાહે. ચશ્મે.
[7]નાઝીક દિલમેં યે ક્યાહે, તરસાના ક્યા કુચ અચ્છાહે;
અદાકા યે [8]લતીફાહે, [9]બીઆના જાનીમેં ક્યાહે. ચશ્મે.
શરાબે [10]ઇશ્ક [11]ખુરદનમેં, કારી ઝખમ [12]સીનામેંહે;
[13]સના [14]ગુફ્તન સીનામેંહે, ક્યા કુચ તીરબી મારીહે. ચશ્મે

૧ તરવાર જેવી ભમર. ૨ વાળની લટ. ૩ જીવ. ૪ દીલગીરી. ૫ ખાવું. ગમખાના. ૬ ધંધો. ગમખાવી એતો આશકનો ધંધોછે. ૭ કોમળ. ૮ મશ્કરી. ૯ earnestness. ૧૦ પ્રેમમાદિરા. ૧૧ પીને ૧૨ છાતી. ૧૩ વખાણ. ૧૪ બોલતાં

શરમ મારે ક્યા બેરીહે, [1]આલમી સેં ક્યા ડરતી હે;
ઈશકકા જામ જબ ઉઠાયેરે, ડરના તો નામર્દીહે. ચશ્મે.
રૂહમેં ઈશ્ક ક્યા કમતીહે, [2]ખત્ત [3]પેગામ નહિ આતાહે;
ગુલ ગુન [4]રૂખ લપટાતાહે, અરે જાની તું [5]બોસાદે. ચ.
મઝા [6]માઝી ક્યા ગુમ શુદહે, મેરે દીલમેં યે તાઝીહે;
માશુક ક્યા બદલ ગઈ હે, અરે જાની દીલ જલ્તાહે. ચ.
રૂખકા [7]ખાલ ક્યા [8]દાનાહે, [9]ઝુલ્ફું હાય [10]કમન્દેહે;
પરન્દા [11]યાર યે ખુરદનમેં, ફસાયાહે કફા [12]ક્યાહે. ચ.
અરે દાને મેં કીમીયાહે, તેરા આશક તો અંધાહે;
અંધેકું સિતાના યે, ક્યા જાની કુચ લાઝીમહે. ચ.
અરે કુચ ખિલ ખિલાકે રે, દિલ બ્હેલાના અચ્છાહે;
**બિજયલેહરી** બીચારાહે, ઈશકકા ઘમ ખુડાતાહે. ચ.

---

## કોયલ.

### શિખરિણી.

અરે તારો ટહુકો, ભભકભર આવે હૃદયમાં;
કરે કારી છિદ્રો, નવિન દુઃખ વ્યાપે સહજમાં.
અરે આતે શું રે, યુવતિરવ લાગે શરખરે;
મનુષ્યો પ્રેમીને, સુખ કર નથી તું ટુહુ કરે.

1–6–98 Dumas

---

૧ આદમીજાત. ૨ કાગળ. ૩ ખબર. ૪ Rosy-cheeks ૫ Kiss ૬ પાછલી. ૭ છુંદણું. ૮ દાણો. ૯ વાળ. ૧૦ જાળ. ૧૧ પક્ષીરૂપી પ્રીતમ. ૧૨ ગાલ ઉપર છુંદણુંછે તે જાણે એક દાણો અને ગાલ ઉપર છુટા વાળની લટ આવીછે તે જાણે જાળ નાખી ન હોય? હવે પ્રિતમરૂપી પક્ષી પેલો જાળમાં રહેલો દાણો ખાવા ગયું પણ એટલામાં "જાળમાં ફસાઈ પડયું.

## ડુમીલાવૃત્ત.

20-6-88

ચપલા ચમકે ચિત ચોરક તું, નભમાં ચળકે તુજનું તનડું;
તનડું જ્વરથી મુજનું બળતું, તલવાર બની મુજને હણતું.
હણતું ચપળા વિરહા નળમાં, તવ હાથ ભલે જીવતો તજશું
તજશું કદીના જન પંડિતનું, ભડકે બળ તું દુખડું તનડું.



## [1]મારી ચંદા.

### હરિગીત.

રે ચંદા તું છે ક્યાંય ને ઉંચે, જઈ તું ક્યાં રહી;
રે ચિત્ત ચોરક ચાંદનીમાં, તું જઇને ક્યાં વસી.
ના ના ચઢી તું માથે આજે, પાસે રાખી ને નને;
જે નેન અમિના પાનમાં, ટકટક રહ્યો છું જોઇને.
સમ તુલ્યછે પંડિત તનેને, અવનિમાં અધો બળ્યા;
સુખની સરિતા પાઇને, વેહેતાતો તેમાં તેં કર્યો.
રજની વીષે અગાસીમાં, સુતાં સુતાં શું દેખતો;
રે ધન્ય ચંદા લક્ષ જોજન, નજર એક હું રાખતો.
કાન્તા તને હું પેખીને, તુજ કાન્તમાં મોહમય બની;
પ્યારી દૂર તું નભ રહી પણ મારે મન તું આ રહી.
એક લક્ષ જો રાખે ખરે, તો લક્ષ જોજન શું કરે;
શો વેગછે તુજ કિરણનો, ભુતળ તજે આવી ઠરે.
એક પલકમાં મુજ ઉપરે, આવેછે તારી આ નીધા;
બંદુક ગોળી તીર નહિ, આ અવનવી તારી નીધા.
શું વેગવાળી કિર્ણવાળી, ચપળ તુજનું તેજછે;
રાખીછે આશા અચળની, તે ચપળ શું તે રાખશે.

---

૧ ચાતૃક પક્ષીનું બોલવું.

પંડિત તણા તું સંગમાં, જાવે કદિ જો દિલથી;
અચળતા શું ચીજછે તે, પ્રેમ શીખવે પ્રીતથી.
સંતોષિ આંખો વિલકસીને દેખતો તારી છબી;
**ચકોર** ચાહે ચાંદનીમાં, ચંદ્રા તુજને ચિત્તથી·



5–5–88

## વાદળા ને વિનંતિ.

### શિખરિણી.

વિયોગી સંતોષી, મુખ તવ ધરોછો ધવલતા;
અભ્રો આજે આવી, ધવલ ગુણ છોડી છટકતા.
ચુક્યો જોતાં ચંદ્રા, વિરહ પડદો કારીજ ખરે;
અરે ઓરે કાળાં, મલિન મુખ ધાલો પર સ્થળે.

5–5–88

### મનહર.

ઉડી ગયું અભ્ર ત્યાંહી, પ્રેમમાં તો હારી જાઈ;
વચન સુણીને ભાઈ, ચાલવા તે માંડીયું.
અરે હાય હાય ધાઈ, બીજું તો આવેછે ભાઈ;
પાણી ખુબ પેટ માંહી, પાપથી તો ભરીયું.
અરે હાય કાળા કાળા, કાળનારે મોકલેલ;
કાળજું તે કોરવાને, કોણે તમને કહ્યાછે.
કાળાં કામ કાજે મોટે, કાળ સુધી કર્યા કરો;
હાય કાળ થોડો જાણો, કાળ ખરે ખાયછે.
પડીને પીડાતો પામ્યું, પ્રેમમાં હું મરી ગયું;
પ્રેમ પીડા પાંસળીએ, પાંસળીએ પેસેછે.
લાવ દયા મેલ મયા, કાળ જેવા કાળીઆ;

---

૧ ચાતૃક પક્ષી અભ્રને વિનંતિ કરેછે.

કાળજાની કળમાં તો, આગ હાય ધરેછે.

— ✥ — 5-5-88

## અંતરપટ.

### હરીગીત.

હે પ્યારી તારા પ્યારમાં, એક તાર હું તો થઈ ગયો;
ગોદ દુઃખથી અખુટ સુખથી ભાખતો મળવા ગયો.
વીંછુ તણી જેમ વેદના, તેમ વિરહની મુજને હતી:
દયા ન લાવી દિલમાં તો, જલ્દી તું તો થઈ છતી.
કોણ ગામને કોણ ઠામ હું મળવાને આવ્યો ઉલટથી:
રસીલી રેખાવાળી તું, લગારે દિલથી ના લડી.
છ માસની મિત્રાઈ પત્રે, દિલ ખોલીને તેં કરી;
ગણના કરૂં હું કેટલી, પ્યારી રસીલી મદભરી.
નક્કી પ્યારી દરદમાં હું ગરક હું તો થઈ ગયો;
નેહ સ્વચ્છ દેખી પ્રેમ, પેખી દુભાવિ દુઃખમાં હું થયો.
મધુર મ્હારી પ્રાણ પ્યારી, ધારી ધારી ઝાંખતો;
ગણકારતી નહિ મારી વ્હાલી, "સામુ જુઓ ભાંખતો.
નયન તારાં નાચતાં, દિલ રાચતાં હું દેખતો;
રાત્રિએ સ્વપ્ના વસ્થમાં, તુજ પ્રેમે સુખી લેખતો.
ખલકના કર્ત્તા ખરે, ગોવિંદ તારો આશરો;
જેજેકાર પ્રાણાધાર પ્યારા, લાલ તું તો છે ખરો.

— ✥ — 6-4-85

### મસ્ત રાગ.

વફાદારી છે તાહરી તો, જુલમનો કરનાર કોણ ?
અગર મ્હારી દિલદાર થાતો દુઃખ દિલને દેનાર કોણ ?
પોકાર કરૂંછું કયારનો, તુજ દ્વારની દિવારપર;
તથાપી તેં ન પુછીયું કે, દિવાલ કને ઉભું છે કોણ ?
મ્હોબતતણી મોહજાળ માંહી, **સોદાને** છુંદેછે કાં;

કહો ભલા કંઈ જાણોછો, કે ગુનાનો કરનાર કોણુ?
(સોદાશાપર.) 22-2-88

## તોટક.

### દુઃખમુક્ત.

પરમેશ્વર તું અતિસાય થયો, રંકને અતિ તં ઉપકારી કર્યો;
ભવસાગર દુઃખનીમાં હું હતો, કર ઝાલી કર્યો મુજને તરતો.
અતિ દુઃખનીમાં મરતો હું હતો, ફડકે જીવતો અડધો મરતો;
બળતો હૃદયે ભયનો ભડકો, ભડકી ભયભીત થઈ ભમતો.
અરે હાય એ દુઃખ ના વિસરતો, જીભ ઝાલી રહી નહિ ઉચરતો.

(ચલો ચલો શું વાર લગાડો નર્મદમસ્ત રાહ.)

### પ્રેમશૌર્ય.

હઠો હઠો શું? યુદ્ધ જગાઓ દુશ્મન દુર કાઢો,
કાંચળી પેહેરી કાળ ગુમાવો સ્ત્રી થઈ શું લાડો;
ઉઠો ઉઠો ઉન્મત થઈ આજે નહિ આવે વારો,
વારો જોતાં વાર લગાડો બ્હીકણનો ધારો.
કરો કરો શું કાળા કામજ શું કાળા કહાવો,
કાળ કરથી કામડી ક્યારે છુટી લીધે લ્હાવો;
ધરો ધરો ધાઇને ધીરજ ધમધમ ધોકારો,
"યા હોમ કરી" ને ધાડજ પાડી કિકિઆરી પાડો.
મરો મરો શું મરવા માટે માથું માય ઘાલો,
મર્કટ આવી ઘરની માંહે મ્હાલે મનવાલો;
અરે અરે શું પડતી થાય હિંદને લાજ લગાવોછો,
[1]માતાના કુખની તો માંય લાત લગાવવા શું દોછો.
મરો મરો માયાની મોહી માતા કુખ લજાવોછો,
પરદેશી જનનિ ને મારે મુંગે મોંઢે સાંખોછો;

---

૧ હિંદદેવી. તેજમાતા.

ગયું ગયું શું આર્યપણું (કે) શું થયાછો હિજડાઓ,
અરે વખત શું આવો આવ્યો મુખથી મ્હારે કેહવાનો.
કાળજું કારી કોરી કાઢે વેણુ જ્યારે આ ભાખોછો,
"ના,ડે ભાઈ આપન નહિ જઇએ દુનિયાનો લઇએ લ્હાવો;"
બળો બળોરે મોઢાં બાળો આગવિના શુંછે આરો,
કપુત જાગ્યા કાયામાં તો પેટ કટારી તો મારો.
વદોવદો શું વેણુજ વાંકાં વામ વેશ કરો વ્હાલો,
આંખ ઉઘાડી દેખો ભાઇઓ કેર કળિનો શો કાળો;
સંપ તજી કુસંપ કરોછો હિંદને એબ લગાડોછો,
સગાં સંબંધી સ્વારથ માંહી ડુબીને ડુબાડોછો.
મારૂં તારૂં કરતાં કરતાં કુથલિ કાળ ગુમાવોછો,
ઘર તોડીને પરને યાચો હિંદને શું શરમાવોછો;
પ્હેરી કંચુકિ કામણ દુમણ કરવા કોડે જાઓછો,
બેસી ટોળી બૈરાંઓમાં આપજ ગુણ ત્યાં ગાઓછો.
જુઓ જુઓ તમે આંખ ઉઘાડી ગાડી વાડી લાડીનો,
ઠાઠજ ઠાલી ઠાકોરજીનો સિંહ છતે બિલાડાનો;
કર્યું તમે શું જનમ લઇને પરમારથ તેં ક્યાં કરીયો,
ઘર ધંધાની ઘાણી માંહી, ફરી રહ્યો જેમ બળદીયો.
બળ હિંદ તે શું રદ બન્યોછે ઘરમાં શું શેખી કરશો,
સ્વદેશના અભિમાન વિનાતો પથ્થર જેવા દેખાશો;
ઉઠો ઉઠો અંધારી કાઢી જ્ઞાની દરપણ કરમાં લો,
વિજય વિજય મુખ હાથ ફેરવી લાલ વાવટો પકડી લો.

20-3-88

### મસ્તરાગ.

મોડી મારી આવતી તે જોઈ મુજને ક્યાં ગઈ,
દાંતોની અંદર દાબીને ઝબાન ઝટ ફરી ગઈ;

અવાજ મારો સાંભળીને તર્ત ફેરવી લગાવી ગઈ,
નાહક બ્હાને બારણે બોલાવીને ફરી ગઈ.
જ્યારે છેડી વાત તેણે કાન ધરી મેં વિનયથી,
બે અખ્ત્યાર દોઝક જામ આપી હાય ખરે ફરી ગઈ;
મોજમાં બુલબુલ પોકારે તાનમાં ગુલ્તાન થઈ,
આશુક ખરે આ સોદાની સોદો કરી ફરી ગઈ.

( સોદાશાયર ભાષાંતર ) 7–6–88

---

**મસ્તરાગ.** 10–7–88

આ'ય તો નજદીકમાં ને આ'ય તો હું દુર કદી,
અર્જ મ્હારી એટલી નિહાળું એક નજર થકી;
તકતકે તક્તા માંહી તસવીર તારી તાકી રહી,
અંજાઈ મારી આંખડી ને જોવાની તાકાદ નથી.
કો કોડીલો કહાડી લાવે ફુલ ગુલાબી વાડીથી,
માફ કરોને મ્હારા વ્હાલા મ્હારી તો શક્તિ નથી;
આ અંધારી રાત માંહી દર્દમાં ડુમો ભરી,
જુલમ જુદાઇની રાત પ્યારા ટાળીએ ટળતી નથી.
ઈશક દર્દે માર મારી પ્રાણપાળી ક્યાં ગઈ,
ઝટ ઝુંટાવી જીવની દોરી ગિન ચતુર ચોરી ગઈ.

( ખાખાની શાયર )

---

**વસંતતિલકા.** 8–6–88

નારી હસે કદિ રડે વિત કાજ ભારી,
વિશ્વાસ અર્પિ નરને ઠગાશે ઠગારી;
તેથી તજો સદગુણી! કૂળ બોળનારી,
વેશ્યા સ્મશાન ઘટિકા તજજોજ ત્યાગી.

( મૃચ્છકટિક નાટક )

## શાર્દુલ.

Misanthropy 10-12-87

'છોરે કોણ તમે' 'ખલેશ્વરજ છું' 'ઘોરે વને કાં ફરો'
'શાર્દુલા દિજ ભક્ષ પ્રાણ મુજનો એવી ધરી આશજો;'
'શામાટે તવ કષ્ટ આ વ્યવસિત' 'દેહ માટી હરો,
'પ્રત્યુત્પન્ન નૃમાંસ ભક્ષણ થકી સર્વે મનુષ્યો મરો.

( કાવ્ય સંગ્રહ સુભાષિત રત્નાકર )

## શું કરૂં !!

મસ્તરાગ.

દિલદારની જુદાઇમાં હું પ્રેમ પ્યાલો શું કરૂં?
પ્રેમને મંદીર મદીરા પૂરને હું શું કરૂં?
અંધ હું તો અંધ પ્યારી પ્રેમ તારામાં સદા,
દેખું નહી કે દેવ મંદીર દેદખાનું શું કરૂં?
દિલમાં તે દર્દના નહિ બર્દ પ્યારી એ લક્ષ્યાં,
મળી મઝાપાછી ગઈ એવો દિન દિવાનો શું કરૂં;
પ્રેમાગ્નિમાં તો પરજળી પતંગિયાં પડેજ બહુ,
દિલદાર માટે દેહ બાળી હાય હવે હું શું કરૂં?

12-11-87

---

## લાવણી.

( ચેન ના પડે પિયુ દર્શ—એરાહ. )

ચતુરચંચલા, પ્યારિ અબલા હેસખે (૨)
શાણી સુજાણ, શું અજાણ, મિઠી વાણ, સુણી કાન
અંધારે એકલાં; ચતુર ચંચલા.
સરસ રસ સમે, * * * ચમચમે હેસખે (૨)
પૂર્ણ પ્યાર, એક તાર, વારવાર, તું સંભાર
વ્હાલી ચંચલા; ચતુર ચંચલા.

ગુહ્ય ગોઠડી, અંધ કોટડીમાં હેસખે (૨)
કીધો શાન્ત, તેં, એ કાન્ત, કમલ કાંત, પડી ભ્રાન્ત
બળો આ બલા; ચતુર ચંચલા.
નજર તળે સદા, વિણુ આપદા હેસખે (૨)
નજરનેક, એકમેક, હતાં છેક, તજી ટેક
ક્યાં તું ચંચલાં; ચતુર ચંચલા.
ખબરછે મને, દેખતો તને હેસખે (૨)
ધારી ધારી, પ્યારિ પ્યારિ, પ્રેમવારિ, તેં વિસારી
છટકી છકળા; ચતુર ચંચલા.
વિસરતી નથી, ખુબી એ સ્થીતિ હેસખે (૨)
સુરત સ્હેલ, અર્ધખેલ, સાંજવેળ, કૃષ્ણુ છેલ
આવે વેગળા; ચતુર ચંચલા.
ભુલું કેમ હું, પ્યારી પ્રેમ તું હેસખે (૨)
પત્ર પ્રકાર, પુષ્પાકાર, તલ્બગાર, બારી બા'ર
પ્રિતમ પાતળા; ચતુર ચંચલા.
દુઃખ પડયું મને, લાગ્યુંછે તને હેસખે (૨)
હૃદય રેખ, તુંજ એક, ચિત્ર દેખ, પ્રિતમ પેખ
શાછે દુર્બળા; ચતુર ચંચલા.
9–10–88



## ન્યાતમાં પીરસતી વખતનો દેખાવ.

**મસ્તરાગ.**

ચતુરાતણી ચતુરાઈ તો ચોખંડમાં ચાલી રહે,
શા ઠાઠમાં ઠમકો કરી તે ન્યાતમાં મ્હાલી રહે;
વિણકામ વાતો ને વધારી ધારીધારી શું જુએ

શરીરપરનો છેડો છોડી વારેવારે મોં લુવે.
વાતમાં વિહ્વળ થવાથી મુખને નેનો શાં ફરે,
કર કટી પર મન ગૃહી કટાક્ષથી ઘાયલ કરે;
હા, હા, હશે કો હોંશીલા, કરશે કદર મોહબતની,
સાચોજ સ્નેહી તેજકે કરશે કદર કુદરતની



16-7-88

## ઉર્દુ ગઝલ.

[1]ખારખાર બોલ્નેકી, [2]ગુલખાર સિને મેં મુજે;
હાય ગુલને મારા, તદબીર ન હુઈ બચાનેકી.
ચીરે [3]આરે ઈશ્ક, લેજા એ બબર [4]બાદ;
ગુલકે [5]ગોશ કેહેનાં, બીમારી યાર મરનેકી.
[6]જુરઅતન રહી મુજે, બેવફાઈ કયા કહું;
તાકાદ ન રહી કુચ, [7]કુચે મેં તેરે આનેકી.
કીયાહે જુલ્મ ખૂબ, અબ કયા રખે મુરાદ;
દેખલીયા [8]હીઝરકા રોઝ, અબ કયા દેખાયગી.
માલુમ હુવા કે યારી મેં, ખરીદના તો [9]ધમ;
ધમમેં દમ નિકલ ગયા, આતશ લગી જુદાઈકી.
મેં [10]બીયાબાન ફીરૂં, કયું ન હોતી ચશ્મે દૂર;
કયા અબ કયા કરૂં, તદબીર મિલનેકી.
બુલબુલ ને પુછા શોખસેં, તદબીર કુચ બતા;
મશહુર આલમપર ઈશ્ક મેં, ખબરદારી આપકી.
બાદ મેં તો ગુલકી ખબર, હોગી તુજે માલુમ;

---

૧ પ્રેમ. ૨ ગુલાબનો કાંટો. ૩ આરી. ૪ પવન. ૫ કાન
૬ જોર. ૭ ગલી. ૮ જુદાઇના દીવસો. ૯ દીલગીરી.
૧૦ જંગલ.

[1]ક્ષેન્ન પેગામે ઈશ્ક, ગે નામેહબુબ્કાર[2].

---

14-6-88

શાર્દૂલ.

પ્રીતિ રીત બજો નથી કદિ સુખી, જેણે કરી પ્રિતડી;
પ્રેમેદગ્ધ બની હળાહળ કરી, તેણે અરે જાતડી.
પ્રીતિરે * * * ખરે કરતના, જો જાણતે આવડી;
પિડાગ્નિ કરશે અરે * * * ની, પ્રીતિભરી છાતડી.

---

10-5-88

દોહરા.

પ્રેમ નહિ જે પ્રેમરે બદલાયે બદલાય,
ખસે ખસેડ્યો પ્રેમ તે, પ્રેમજ નવ કે'વાય;
ધ્રુ તારા સમ પ્રેમછે, અચળજ તેનું સ્થાન,
વા વાઝોંટાંને સમે, સ્થિર રેહવાનો ધામ.

(Shakespeare)

---

## નાવડી બંદર ઉપર હોડીનો દેખાવ.

10-1-88

પરજની ઠુમરી.

ઝોક્કાંખાતી આવે, ઝોલાંખાતી જાવે,
પ્રીતીની પીડ પ્રથમ જગાવે; ઝોકાંખાતી
મનહર સુંદર તું સઢવાળી,
શોભા સૃષ્ટિની જણાવે; ઝોકાંખાતી.
નયનો મારાં નાવને ભેટે,
લઈ બરદરીયે જાવે; ઝોકાંખાતી.

---

૧ સદેશો. ૨ unloved

જોતાં જોતાંમાં તે તો ચાલી,
ચક્ષુ મારાં ખેંચી જાવે; ઝોકાંખાતી.
આશો આશો ધોળો લિસોટો,
આહા ! પ્રેમ પંથ બતાવે; ઝોકાંખાતી.
પંથ હોડીનો પુરાઈ ચાલ્યો,
જળ ચમત્કૃતિ તે જણાવે; ઝોકાંખાતી.
જા જા જળ તું આમ શું કરે,
ગુણ પોતાનાજ ગાવે; ઝોકાં ખાતી.
દ્રષ્ટી અન્યોઅન્ય રહીછે,
ઉતારૂને શું તરસાવે; ઝોકાં ખાતી.
પોકાર કયારનો હુંજ કરૂંછું,
આવે પાછી લઈ જાવે; ઝોકાં ખાતી.
સ્નેહ નગરનો હુંરે વાસી,
નાસી હવે કયાં જાવે; ઝોકાં ખાતી.
ગુલાબી સાડી સંધ્યા આડી,
આવી નિશાને લાવે; ઝોકાં ખાતી.
હોડી પણ ચાલી સંધ્યા ચાલી,
બાલ આંસુ ટપકી જાવે; ઝોકાં ખાતી.



8-8-88.

**દોહરો.**

નિજ ધરડાને મુર્ખ જે, માને માનવ દેહ;
નિજ પુત્રો નિશંકથી, તેને તેવા કેહ.

(Pope.)

**દોહરો.**

સદગુણથી મૃત્યુ અરે, થાય કદી કો કાળ;
એ જીવન કે, મૃત્યુ છે, કહો કરી કંઇ ન્યાય.

કો એવોછે જે અહિ, નવ દાઝે જોઇ દેશ;
દેશ દાઝે મૃત્યુ થયે દુખ નવ લાવે લેશ.

10–8–88
(Addison.)

દોહરા.

ક્ષમા શક્તિ સર્વોપરી, જે જાણે તે રાય;
ક્ષમા રાજ્યનો તાજ છે, નિંદા જો બક્ષાય.

10–8–88 (Pope.)

દોહરા.

વ્હેમ ભૂત પેસે સદા, અપવિત્ર મનની માંય;
તસ્કરને છે ત્રાસ બહુ, રખે કદી પકડાય.

10–8–88
(Shakespeare.)

---

સુરત વર્ણન,

(સારૂં સારૂંરે સુરત શેહેર, મુંબઈ અલબેલી–એ રાહ.)
'સારૂં સારૂંરે સુરત સ્હેર' સુરત વિજય કયાહરે;
મારૂં મારૂં શું મોહ્યું આજ, વિજય જય તે કયાહરે. ટેક.
હરનારૂં એ જનનું પ્યારૂં મારૂં નગરછે એકરે,
નાગર નટવર ઝટ લટ પર એ હરનારૂં છે છેક. સુરત.
હરીપરૂંને નાણાવટને ગોપીપરૂં બહુ સારૂંરે,
વણિક બ્રાહ્મણ વસ્તીમાં ઝાઝું દીસે એવારૂ. સુરત.
વાડી ફળીયું સેતાન ફળીયું સોની ફળીયું ન્યારૂંરે,
હવાડીઆને ખપાટીઆ ચકલા અંબાજી દેવલ સારૂં.સુરત.
વિવિધ ફળીયાં વિવિધ પરાંઓ સુરત શેહેરછે મોટું રે,
કરૂં વર્ણન હું કેમ કરીને સુંદર વામાવાળું. સુરત.
હાઇસ્કુલ ને મિશન સ્કુલ વળી પુલ રાંદેરનો સારોરે,

પાસે શોભિતો કિલ્લો મજબુત તાપીપરછે ન્યારો. સુરત.
સુખના સાધન બાગબગીચા હોસ્પીટલ રૂડી શોભેરે,
દિવ્ય ઇમારત ઝટ નિરખંતા હરકોઈ ચિત્ત લોભે. સુરત.
બાગ છોડીને લાગલા જઇએ પોસ્ટઆફીસતો આવેરે,
બેઠક સારી આસનવાળી પારસીઓ પટ પટ આવે.સુરત.
નાનપરામાં પારસી બચ્ચા કચ્ચા નહિ કોઈ વાતેરે,
ત્યાં કોરટો આવી તે છોડી જેલ દીસેછે ભારે. સુરત.
રણમાં શૂરા પૂરા તેતો, લાઈનમાં છે એકાન્તેરે,
છોડી સુરત મુરત માંદી જાણીં હોસ્પીટલ ધીરે. સુરત.
રચના પુરી જોવા ખાતર જાઓ ઓબઝરવેટરીરે,
જઇને જુઓ સુરત ખુબી તીર આવે પવન લ્હેરી.સુરત.



# સુરતનો દુરથી ચિતાર.

## લાવણી.

સુરતતણો શો બ્હાર, તાપિઓવાર, સાંજરે ભાસે,
અંકૂર ખરે અનુરાગ કેમ રહેવાશે. ટેક.
રૂડો વ્યોમનો ભાસ, અરે નિરાશ, વિજળીઓ થાશે,
ઝળઝળતું જ્યોતિબિંબ લિલા પ્રકાશે,
પુલ રાંદેરનો શોભાય, મનડું લોભાય, પ્રેમને પાશે;
શી સુંદર દીપની હાર, નીર ઝલકાટે.

### ઝુલ.

છક છકેલ લ્હેરી લાલ,
છળ છબી નિરખવા ખ્યાલ.
જોઈ સુરત થયોછે ન્યાલ,
શું હાલ દીસે બેહાલ.
ક્યાં ગયાં સુરતનાં વ્હાલ;
હાય ઉડી ગઈ મુજ લાલ.

લાલગઈ ચોપાસ,રહ્યો ફુલવાસ, કેમ રેહેવાસે૦અંકૂર ખરે,
સુરતતણો રે ખ્યાલ, કરે બેહાલ, ઠાલી તું ગાજે,
ખાલી ખિસ્સે દોડ ધામ, સંપ નહિ આજે;
પરદેશીનું છે જોર, કાળજાં કોર, પડયા સ્વચ્છંદે,
જોડી છંદ જંગની આશ, ઉઠો ઉત્કંઠે.
બની રહ્યા શું ચુપ, કરો કંઈ ખુબ, ખામોશી સાથે,
શુર બની બનાવી આજ, ધરો ધ્વજ હાથે.

— ⁂ —

**ઝુલ.**

ગયું ગયું શું તારૂં નૂર,
અરે અરે રહ્યું કયાં શુર;
થયું થયું શું વેહેમી પૂર !
ગયું ગયું, થયા ચકચુર,
સુરત સુરતનું કયાંછે નૂર;
વિજય વિજય શુંછે તું દૂર.

દૂર વિજય સુરત દેખાય, સુરત અંજાય, લાલ વિમાસે૦અં.૨

---

**હરિગીત.**

શું લ્હેરથી હું રાચતો, કુદરત તણી દેખી ખુબી;
શું રમ્યછે શું ભવ્યછે, શી સ્તુત્યછે તારી કૃતિ.
શું અનિલ લહરી રમ્યછે સૌંદર્યવાળી વાટિકા;
હૃદને વિષે એ બોલતી, તે પ્રેમ પ્રેરી ગર્વિતા.
સ્થાનતો છે પ્રેમનું તે, પ્રેમ વ્યાપે દશ દિશે;
ઝળઝળતું જ્યોતિ પ્રેમનું, સર્વસ્વ સુજને તો દિસે.

— ⁂ —

## ભેરવી.

**રંગીલી રાત.**

આજે રંગીલી રાત, પ્યારા મારારે; ટેક.

નાગરવેલી પ્યારી હું, કાયા ચૂના સંગ;
દો પ્રીતમ રસ એકમાં, લાલલલિત મુજ અંગ; આજે.
પ્રીત પ્રથમ જેણે કરી, અચળ રહી જોનાર;
દો મોતન બીચ લાલ હું, સુવર્ણ પ્રેમી તાર; આજે.
અવ નવા તું રૂપમાં ચૂપ રહી શું પ્રીત;
પ્યારી પ્રીતી એકની, તુજપર છે ખચિત; આજે.
જેવો આ સંસારછે, તેવી તેની પ્રીત;
સ્વર્ગિક તુજના પ્રેમનો, ખ્યાલ ધરૂંછું ચિત; આજે.



## અંધારી રાત.

### ભેરવી.

આજે અંધારી રાત, પ્રિતમ પ્યારારે; ટેક.
પ્રીતી બંધન બાંધીયું, હાય નિકંદન આજ;
બળે વધે દુઃખ વિરહનું, મનડું મુજ નારાજ; આજે.
આ તન પિંજરમાં ખરે, પ્રાણુની પાળી પ્રીત;
પોપટ પ્યારી પ્રિતડી, ઉડી ગઈ પ્રફુલિત; આજે.
સ્વતંત્રારૂપ સુંદરી, કેમ રહે પરતંત્ર;
તન પિંજરમાં પ્રાણુ મુજ, જતો રહે શું જંત્ર; આજે.
અરેઅરે ઓ આવતું નવલ નવલ નંગ સંગ;
અરસ પરસ સમશેર પ્રીત, લાલ વાવટા રંગ; આજે.



5–5–88

## [1]ક્યાંસુધી!

### મસ્તરાગ.

અરે અમારા દિલને સતાવશે તું ક્યાં સુધી,?
જરૂર મારો જીવ જાશે હાય હવેરે કયા સુધી;?

૧ ગઝલેસ્તાન—શાયર દર્દનીની ગઝલ ઉપરથી.

દિલ મારૂં તુજ કને છોડીને ચાલું કયાં સુધી, ?
તે તને રે યાદ મારી લાવશે રે કયાં સુધી. ?
ચાલ ચપળ ચાલવુંછે તુજને રે કયાં સુધી, ?
નાહક બ્હાનાં બ્હેકીને બોલાવશે તું ક્યાં સુધી; ?
અરે ઓ મારા દર્દના દરદીઓ તમે કયાં સુધી, ?
બ્યાન કરશો પાંજરામાં ફુલ ગુલાબી કયાં સુધી. ?
પ્યારી ગલીમાં દિલ અમારૂં લઈ જશેરે કયાં સુધી, ?
માશુક મારી મોતને દરવાજે આવે કયાં સુધી; ?
આખર હવે તો થઈ ચુકી અજમાવશે રે ક્યાં સુધી, ?
ચપળ ચટક આ પ્રમાણે કરશે હવે તું કયાં સુધી. ?
માશુકની જુદાઈમાં ગમ ખાશે રે કયાં સુધી, ?
એ ગમમાં ગુજરી ગયો તે દર્દ છુપાવે કયાં સુધી; !



20–7–87

## ગરબી.

(સુણો શામળા હું તમ માટે,—એ રાહ.)

મંત્ર મોહિની વસીછે પ્યારા વેણુમાં જો,
આરી અણિઆળી પડીછે મારા નેણમાં જો; ટેક.
એતો આવતાં વીંધે ને જતાં કાપતી જો,
સુખે સુખ આવી દુઃખે દિલ ડામતી જો.
હાય! હૈયે હોળી બાળી તે સંતાપતી જો; મંત્ર.
મધુર મુખડું સુખડું ગાલ ભાલ ઓપતું જો,
ટપક ટપકી ઉપર લટક લટે શોભતું જો;
અંતર ઉર્મી ઉઠી દુઃખ બીજ રોપતું જો, મંત્ર.
કંઠ કંઠ સમ બેઠા લાગે યાદમાં જો,
ફરીફરી કરે તે દિલ ફરિઆદમાં જો;
કંઠે છછુંદર છટકી રહ્યું વાદમાં જો, મંત્ર.

ગળે બંધ બાહુ બંધ તણા બાંધીયા જો,
શંભુ પાર્વતીના સુતને આરાધીઆ જો;
પડી ચૂક કે પાવલાં ઉપાડીયાં જો, મંત્ર.
કહાં જઈને શોધું શંભુતણા સુતને જો,
ક્યાંથી આવી પડી હું આ અબુધને જો;
વિજય વારવાર પ્યારા હરી સુતને જો, મંત્ર.

## દિલગીરી કે નીલગિરિ !

12-7-88

મનહર.

દુઃખ રૂપી દિલગિરી ઉપર ઉભું રહી,
કહે હાય કેણી ગમ ભોંગવાનો લાગછે;
ચતુર ચોદશ ભાળી કાંટાઓ કારી ઝાડી,
માંહે ખરેખર એક મનહર બાગછે.
વર્ષાની શાલ લીલી ધરેલી ધરા ઉપર,
કોરે કાઢી કાંટાઓને ચાલ્યો જાઉં ચેનથી;
જાઈજુઈ ચંબેલીને મોગરા સુવાસ લઈ,
નમતાં ને નમીને હું બેઠોબાગ સ્હેલથી.
અચાન અંધકાર વિજળીના ચમકાર,
હાય ચળકાટ ગડુડાટ થવા માંડી શી;
કહે હરી સુત એતો વિરહની દીલગીરી,
નથી દિલ ગીરી દરદીની નિલગીરી શી. ।

ગરબી.

( મારારે સ્વામી બોલોને વ્હાલા ) એ રાહ.

વ્હેલારે આવો પ્રાણ મિત્રો મારા,

છો જીરે મ્હારા લોચનના તારા; વ્હેલારે
વ્હાલા વિના વિલો વિલો હું ફરૂં,
નથી ચેન ક્યાં જઈને હું ઠરૂં;
ઉડીને આવો પ્રેમ પુજન કરૂં; વ્હેલારે.
બુરીરે દશા મંગળની મારી,
પ્યારા દુઃખ દેછે એતો ભારી;
કયારે હું જઇશ એમાંથી પરવારી; વ્હેલારે.
નજર કેદ સેવે શાણી સજની,
તરફડતી જાયછે રે રજની;
મુરખા લોકો શું જાણે મગજની; વ્હેલારે.
* * જય પય વિના હું જમું,
નથી સંગ દંગ' થઈ હું ભમું;
દોડીને આવો તમ સંગે હું રમું; વ્હેલારે.

---

**મસ્ત રાગ.**

દિલદારના દુઃખ દર્દમાં દિલદારને દરકાર શી,
માશુક હમેશાં એશ ને આરામની દરકાર શી;
વિશાળ બુદ્ધિ નિશાળ છોડી પ્રેમ નિશામાં ફરી,
બેખુદ ફનાના જામ પીને 'હાય'ની દરકાર શી.
મ્હોબત તણી જે આગ લાગી તન બદન સળગીઉઠે,
તન બદનને જાન જાતાં જાનની દરકાર શી;
વિતક વાતોની મુશીબત યાદદે જુદાઈમાં,
હઠ હઠિલી હોઠમાં હસે તેની દરકાર શી.
અરે ઓ મારા પ્યારા મુજને છોડી દે તું ઝટ કરી,
દિલદાર માટે દિન દીવાનો દુનિઆની દરકારશી.

(દર્દીની શાયર).

---

## મસ્ત રાગ.

### ક્યમ વિશરે.

કાંતાજ કોમળ કોકિલી કટાક્ષી તે ક્યમ વિસરે,
હૃદયમાં જે રોકેલી તે ક્યમ વિસારી વિસરે;
મુખ કમળ કારી આખંડીના તીર તે ક્યમ વિસરે,
ગલ બંધમાં ત્રણ ઘુઘરી તે ક્યમ વિસારી વિસરે.
નાચી નચાવી નેન મારી નાઠી તે ક્યમ વિસરે,
'નજર ગુસ્સા બાજ પ્યારી રસભાવ તે ક્યમ વિસરે;'
તે છતાં ફરીઆદ પ્યારી પ્યાર તે ક્યમ વિસરે;
નિર્દય! પરિક્ષા તારી મારી ક્યમ વિસારી વિસરે,
નિર્દયપણે આ નગરના નિર્દય જનો નહિ વીસરે;
તન તણી તકરાર માંહી મન મારૂં કેમવિસરે.



### આનંદાનંદ.

(મારા પંથી રામ પ્રણામરે—એ રાહ.)

રહ્યો પ્રેમ રસ છાઈ છવાઈરે—આનંદાનંદ.
રહ્યા ગુણના ગાન ગવાઈરે—આનંદાનંદ!!
આનંદ સુરજ ઉગીયોરે ઝળહળ જ્યોતિ પ્રકાશ,
પ્રેમ પ્રકાશિત સર્વ સ્થાને કેવું મણિમયછે આકાશરે; આનંદ.
આનંદ સાગર ઉલટયોરે ઉભરા તરંગો ન માય,
હર્ષથી હર્ષિત થઈ ઘડી ઘડી મનડું મંહિમલકાયરે; આનંદ.
ધન્ય દિવસ આ વર્ષનોરે ધન્ય પ્રિય તુજ પ્યાર,
ધન્ય સુરત મુબારક વર્ષે, પ્રેમને શા ફિટકારરે; આનંદ.

---

### સોરઠ મલ્હાર—ઠુમરી.

(રૂતુ સરસભઈ શ્રાવનકી—એ રાહ)

વદુંવદન નિહાળી માશુકનું

ગયું ટાણું વહી ક્યાં મહા સુખનું;
દિલડું ઠરતું તુજ આશકનું; વદુ.
રૂડી નિશાએ મગ્ન થઇને,
પીધો પ્રેમ રસ હર્ષ ધરીને;
હાય! વખત ગયો ક્યાં તે ફરીને,
આવે સ્વપ્ન ખરેખર તે સુખનું; વદુ.
સ્ફાટિક સમ સુંદર શુભ ભાલે,
ટપક ટપકી છટકી રહી સાલે;
લચક લચતી અતિ મદ ભરી ચાલે,
કરી શ્રવણ વેણુ મધુરા મુખનું; વદુ.
ઉદિત થયો પ્રભાત પ્રફુલ્લીત,
રજની દુઃખદાયક દુઃખ સહીને;
જય વિજય તણો દિન ઉદય થયો,
ધરો ધ્યાન હવે નહિ તે દુઃખનું; વદુ.



**મંદાક્રાંતાવૃત.**

જો જો પ્યારી હૃદયપર આ ડામ કોણે કર્યોરે,
પ્રેમી બાણો છરરરર કાપે કરૂં શું હવેરે;
લગ્નિ અગ્નિ ભિતર મુજમાં કષ્ટ ભારે કરેરે,
આ મેહૂલો ઝરમરઝરે આંખ આંસુ ઝરેરે.



**શિખરિણી.**

ધરી પ્રેમી પ્યાલું, નવિન રસનું આ હૃદયમાં;
અરે કોને આપું, તનમન ઉર્મી આ જગતમાં.
ખરે દીઠું મેંતો, અનુભવ કરી આ અવનિમાં;
ખરે પ્રેમી તુંતો, * * * વિણુ આ કોણુ જગમાં.
ગુંથી પ્રેમી માળા, * * * ગલ બાંધુ હૃદયથી;

અદેખાઈવાળા, કપટ મુખ કાળા જનમથી.
વદે વાણી વાંકી, વિધવિધ કરે કામ છળથી;
ભલે એવા પાપી, બકબક કરે પાપ મનથી.



## શું થયું.

**મસ્ત રાગ.**

દિલદાર શાને દિલ તમારૂં મુજ થકી ઉઠી ગયું,
ઇશ્વર અમારો આશરો તો તું ગયેથી શું થયું;
અન્યાય મારો કંઈ નથી પણ બેવફા તુજને કહું,
ચપળ ચમક ચમકાવીને ચાલી ગઈ તો શું થયું.
બેજાર થઈ મુજ પ્યારમાં એવું વળી આલમ કહે,
બોલી દે તું બટક બોલી ચટક થયેથી શું થયું;
ઝબાનની બલિહારીનો આ લાલ લટકો ક્યાં લહે,
મગ્ન નિર્દય ક્રૂરે તો તેમાં મુજને શું થયું.

(બાખાનીશાયર.)

---

## હા, કે, ના!

6-1-88

(તાએ બે તો નો બે નો—એ રાહ.)

**ગઝલ.**

કહું કરમની એ કથા, નાહક મન મથે વૃથા;
સ્નેહ નગરનો વાસીછું, સ્નેહ પિતાતનુંજછું.
પ્રીતી માતાનો બાળછું, મારૂં નામ હાકેના; કહું.
એક સમે લગનમાં પ્રેમી નજર * * * માં;
મળ્યાં પ્યારાં ગુણવંતમાં, મારૂં નામ હાકેના; કહું.
એક વાટે જતાંતાં બે, પ્રેમી પંખીડું શું કહે;
પધારો પ્યારા ભોજને, મારૂં નામ હાકેના; કહું.

વાટે જતાં ખળ ખગે, અમારી વાત ધરી મને;
પોંચી ગઈ પંખી કને, મારૂં નામ હાકેના; કહું.
ભોજનો ષટરસ કરી, નિહાલ થાળ કર્યાં ધરી;
ભુલી ગઈ તું હે હરી, મારૂં નામ હાકેના; કહું.
હાય ભુલ્યો ભુલ્યો ભમું, વિશ્વવિલાસમાં રમું;
વિજય પરાજયે, * * મારૂં નામ હાકેના; કહું.



6–6–88

## [1]સરોવર.

અરબી.

( આશી ગજબીરે, ગીરધારી ઘર માર્યુંરે આંખ તમારી.)
આશી અજબીરે, સરોવર કહે નાખ્યું મને વમળમાં;
મુજ ભુષણુરે દુષણુ દઈને, ફુલ કમળ નહી સરમાં; આ.
તુંતો આજ લગી હરતું ફરતું, મુજ અંગ ઉપર તું હીલતું;
પેલા પવનમાં તું નવ ડરતું, આ.
આશા આજ આકાશે કકડાટા, વિદ્યુત કમળપર ચળકાટા,
બાળી નાખ્યાં કમળ જે વળખાતા; આશી અજબી રે.
વેલા કમળના મૂળ સાથે, વળગીને રહ્યા છે જળ સાથે,
નીર સરોવરનું બગાડે; આશી અજબી રે.

---

## નવિન તલ્લિનતા.

21–11–88

**શીખ સાસુજી દેછેરે–એ રાહ.**

દુઃખ સાસુજી દેછે રે, પ્યારા તમે આવશો ના;

---

૧ વિરમગામ પાટડીમાં તળાવની અંદર કમળના ફુલો થાયછે. તે વખતનો વિચાર. એવી કલ્પનાછે કે કમળના ફુલ ઉપર વિજળી પડવાથી સરોવરનું ભુષણુ રૂપ કમળ બળી ગયું અને કમળના વેલા તો પાણીમાં રહ્યા જેથી સરોવરનું પાણી બગડયા કરેછે તેથી સરોવરની વિનંતી.

મેણા મસે દેછે રે, ગાળો દેછે સુમાર વિના.
ન કે'વાનું કેછે રે, કહે મરી જાઓ તમે;
બકીને બહુ બહુ રે, પરણ્યો મારો દમે.
નણંદ નખરાંમાં રે, પ્યારા નાંખે મારી;
સગાં ને વ્હાલાં રે, ગાળો દે છે ઉઘાડી.
ત્યારે પ્યારા પ્રિતીરે, રીતી ક્યાં હું દેખાડું;
પ્રેમી [1]કીચ કૂપેરે, ડુબીને શું ડુબાડું.
અમો અબળા માણસરે, વધુ તે શું કરીયે;
[2]ભરતમાં [3]ભાર્યા રે, છોલ્યાં ઘા દુખ દરીયે.
શું બુદ્ધિ બઇરાંમાં રે, નથી એમ જાણોછો;
જુઓ પરણ્યામાં રે, કેટલી પરમાણોછો.
બળો હીંદુ રીતજ રે, બળો એ પ્રીત થવી;
મારીને અમને રે, બાળે પ્રીતી અનુભવી.
રાજ્ય સ્રીઓનું કે, વળી મરદોનું છે;
કોણ હાલ અમારા રે, દરદ દિલ ધારેછે;
માટે પ્યારા મારા રે, સમજી મનમાં રેહજો;
પ્યારી ગુણ અવગુણરે દરગુજર કરજો.
હવે મળવું મ્હોબતમાં રે, સોબતમાં નહી સારૂં;
દ્રષ્ટી અગોચર રે, સમય આવે સંભારૂ.
દુઃખે સુખી થઇને રે, દુખે દિલ ધરશો ના;
અન્યોઅન્ય સમજી રે, સાહસ કંઈ કરશો ના.
અર્જ એટલી મારી રે, વ્હાલા ઉરમાં ધરજો;
દુઃખે સુખી થઇને રે, અવરમાં પરવરજો.

---

૧ કીચડ અથવા કાદવ. ૨ ભરતખંડ ૩ ભુજ્યાં—ગરમ—રેતી મા+પ્રેમ—ગરમ—રેતી.)

## દોહરા.

વ્હાલા [1]"હાય" વિલાસિની, નિરાસિની કેમ થાઉં;
અરસપરસ તે રસમાં, નવલ વિજય ગુણ ગાઉં.
બળેવના આ બંધને, કોમળ મારૂં ગાત્ર;
શ્વાસ ભર્યા સપૂટસમ, રેહતાં ચારે રાત્ર.

## *"શા કામનું"

17–12–87

### મસ્તરાગ.

દિલદાર દિલમાં ડાઘ જે, લગાડે તે શા કામનું;
પ્રેમી પાણી પાઇને, છુપાવે દિલ શા કામનું.
નાજુક જીવને દુઃખ દઇને દેહ બાળે શા કામનું,
નેહ નજરો નાખતી રેતે હવે શા કામનું.
એક વખ્ત મુખ બતાવીને, છુપાવે તે શા કામનું;
બાગમાં ભુલ ભુલ જઇને, બોલે તે શા કામનું.
મ્હોબતતણી મોહજાળમાં ફસાવે તે શા કામનું.
પ્યારી ગલીમાં માથું મુકી ડરવું તે શા કામનું.

(સોદાશાયર)
12–6–88



## પ્રેમ.

### (ધીરાનું પદ રાગ કાફી.)

પ્રેમનો પંથ ન્યારો રે, હોય પુરા પ્રેમી જાણે;

---

૧ હાય–એટલે–અંતઃકરણની ખરી લાગણીનો અવાજ "હાય" તુલસીદાસ કવી કહેછે કેઃ–દુહો–તુલસી "હાય" ગરીબકી કાસે સહી ન જાય; મુએ ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય.

* ગઝલેસ્તાનમાંથી તરજુમો.

અનુભવના અજાણ્યા રે, મિથ્યા મોજ તે માણે—ટેક.
પ્રેમના પ્યાલા જેણે પીધા તે, પ્રેમીનું પોત વીચારે;
કાયરનું તેમાં કામજ નથી, અજ્ઞાનતાને અંધારે;
ઘાયલ ગતિ ઘાયલ રે, ઘાયલ હોય તે જાણે. પ્રેમ.
જુઓ ચકોરને ચાતક જેવાં, પક્ષી પ્રેમમાં પૂર;
પ્રેમને કારણ પૃથ્વી વિષે પીઢ થયા ચકચૂર.
પ્રેમનો પરપોટો રે, ફોગો પ્રભુ મુજ શાણે; પ્રેમ.
કુદરતી પ્રેમી પ્રભુએ કર્યા, તે પ્રેમી પુરૂષ વિચારે;
અજ્ઞાની અથડાશે પુરો, સોમણ તેલે અંધારે.
પ્રભુનો પંથ પરો રે, હશે કોઈ ઠેકાણે; પ્રેમ.
પાના ફેરવો ને પુસ્તક પેખો, દેખો દુનિઆની માંહી;
જે દેવીના [illegible] તેના હૃદયમાં રહી.
તેતો હરીનો સુતજરે, ખરી ખુબી પરમાણે. પ્રેમ.

---

## પાનની બીડી.

### રાગ મ્હાડ.

લીજીએ પ્યારા પાન બીડું પ્રેમનું રે;
જમીને જમો આજ બીડું પ્રેમનું રે. ટેક.
પ્યારૂં નાગરવેલનું આ, વ્હાલા લોની પાન,
પાન તારૂં પ્રેમ ભર્યું તે ભુલાવે મુજ ભાન; બીડું.
ભાન ભુલો શા કારણેરે કારણ શું છે આજ,
નીભી નિભાવે નાગરી જો નાખી નેહ અવાજ; બીડું.
સમજે શું આ જગના લોકો મારાસમ લો પાન,
પાન કદી જો લઉં ખરે તો પાનમાં બહુછે સાન; બીડું.
આખર હવે તો થઈ ચુકી લો મારી આશાના સમ,
સમય સમેં સમશા કામના એ સમદમે હરદમ; બીડું.
પાન પ્રથમ પ્યારા લોની જોઈએ નિભાવે કોણ,

સંયોગી ને પાન આપે તું, વિયોગીને કોણ; બીડું.

—✥—

## [1]મસ્ત રાગ.

### "કોઇને દરકાર શી."

દિલદારને દિલ આપીયું તો કોઇને દરકાર શી,
ધર્મ કે અધર્મ અર્પ્યું કોઇને દરકાર શી;
એ માટ આપો આપ મેંતો કાપીયું મારૂં બદન,
શિવું શિવ્યું કે ન શિવું તો કોઇને દરકાર શી.
ઓ લાલ મારા લ્હેરમાં લાલ આંખો કાં દીસે,
પીધી પીધીતે મેંજ પીધી કોઇને દરકાર શી;
જીવી જીવન આપણું પરપોટ સમ તું માની લે,
[illegible] કોઇને દરકાર શી.
ભલું બુરૂં કો કાળ લાલ કરશે કદાપી અંહિં,
કીધું કીધું ને મેંજ કીધું કોઇને દરકાર શી.

—✥—

દર્દિનીશાયર:.
13-12-87

## સુરતનો કનકવો.

### રાગ કેરબો.

પ્રિતી તીર મારી નાખ્યું મારૂં તન વીંધીરે; એ રાહ.
આશી ઝોક ખાધી ગોથ, તુટયો દોર કાચોરે;
તુટયો દોર કાચોરે, બોલે લોક ઝાસોરે; આશી ઝોક.
નભમાં ઉડતાં પતંગ કરેછે, મનમાં આ વિચાર;
ચગાવનારના કોમળ કરથી તુટયો શું આવાર; આશી ઝોક.

---

૧ ગઝેલસ્તાનમાંથી ભાષાંતર.

અધર ઉડાવ્યો ચગાવનારે પ્રેમ લ્હેરની સાથ,
ગોથ ન ખાધી કોઈ જગોએ પ્રેમતાર સંગાથ; આશી ઓક.
ઉપર નીચે કન્ના બાંધી ગાંઠયો માંજ્જે આજ,
ઉડનારો હું [1]ચાંદદાર તે ચગતો તુજને કાજ; આશી ઓક.
થન થન થન થન નભમાં રહીને વિજયવિજય શ્રીરંગ!!
પ્રેમ કુપમાં ગોથ મારીને ઉંચકયો હુંજ પતંગ; આશી ઓક.
ઉડતાં ઉડતાં પેચ લાગ્યો બગલું જે પતંગ,
ચડપ કરીને માંજ્જે દોરી ઝડપ કાપી તંગ; આશી ઓક.
"કાપ્યો! કાપ્યો!" કરવા લાગ્યા નીચે નીચા લોક,
પકડો! પકડો! કહીને દોડયા જાણે મુકી પોક; આશી ઓક.
હાય! હાય! આ જગના લોકો કરવા માંડયું શું!!
ઉડનારો હું ચાંદદાર તે તુટી ગયો શું!! આશી ઓક.
તુટી દોરી બગલો બ્હાદર હાય ઉડેછે કયાં?
પતંગ પ્યારા મનના જાતભાઈનું પકડે નહી હવે કાં! આશી ઓક.
પીંડું પ્યારૂં મારૂં નીચે હાય! હવેછે કયાં?
ચગાવનારજ પીંડુ લઇને હાય! વસેછે કયાં? આશી ઓક.
પ્રેમી કન્ના મુજને બાંધી બળે વધી મુજ કાય,
પસ્તાતો તે પકડી દોરી [2]રડતો ચાલ્યો જાય; આશી ઓક.
સલામ છેલ્લી સુરત સ્હેલાણી ચગાવનારજ તું,
સલામ પેહેલી વીધીના યોગે કરીને ચાલ્યો હું; આશી ઓક.



મ્હોરમના મરસિયા.

જાય જાયરે ચાંદદાર પ્યારો જાય રે,
થાય થાયરે મન ચિંતાતુર થાય; જાય રે.

---

૧ કનકવાનું નામ.
૨ ગબડવું કનકવો કપાયછે અને જાયછે.

પ્રેમની લ્હેરમાં મેંતો મુકયો તો,
પ્યારો પતંગ ચગતો તો જી; જાય.
દોરીનું પીંડું મને સોંપીને,
પ્યારા હવે કયાં જાય;
પ્યારી મારી દોરી તોડી તેને,
ફીટકાર શા દેવાય જી; જાય.
દોરી તુટીને જોડી વછુટી,
મુકી વિખુટી કાય;
શોભી રહ્યો તો શીર ઉપર તે,
ચાંદો ખસી કયાં જાય જી; જાય.
આકાશમાં શી કતલ કારી,
લોકો કરે લલકાર;
ચાંદદાર મ્હારો કાપ્યો જાણીને,
લોકોના શા પોકાર જી; જાય.
પીડ મગજની મુરખા શું જાણે,
જાણે ચગાવે જે;
પ્રેમ ઘેલો મુજ પતંગ તોડયો,
મૂરખાને શું કહે જી; જાય.
એક ઉડાવ્યો પેચજ લાગ્યો,
બીજો નહિ ચગવા દે;
ઈર્ષાની અંધારીમાં પ્યારા,
પ્યારાને તોડી દે જી; જાય.

---

## વન લીલા સૌંદર્ય સ્વપ્ન.

### ગરબી

(ઈશ્વરના ઘરના ખેલ જન શું કરશેરે—)

પ્રેમ પીડાની માંહે પ્રેમી હું તરતોરે,

હું સૃષ્ટી સૌંદર્ય સુખ સદા અનુભવતોરે;
ઉમેદ એવી થઈ આજ મુજ મનમાંરે,
જવું વન લીલામાં સ્હેજ આજતો રમવારે.
મન શાંત્વનના સાજ લીધાં મુજ કરમાંરે,
હતો પીડીત બહુ હું આજ પ્રેમના જ્વરમારે;
ચાલ્યો સત્વર ગયો કુંજ તરૂ માંહીરે,
નવ નવીન મનુષ્યો જાત જણાયે જ્યાંહેરે.
હતી વર્ષા રૂતુની રૂત મેહુલો વર્ષેરે,
બોલે કોએલ કીર મયુર અતી બહુ હર્ષેરે;
ફાલ્યાં ફુલ્યાં ઝાડ સાથ બહુ શોભેરે,
ઈશ્વર કૃત લીલા જોઇ મનુષ્ય મન લોભેરે.
ખેતરમાં ખેડૂત ખેતી કરતાંરે,
પૃથ્વીપર નાનાં બાળ નાગાં રમતાંરે;
ધર્યા ધરાએ લીલાં વસ્ત્ર ખેતરો ખીલ્યાંરે,
વનના વૃક્ષો સહુ આજ જણાયે લીલાંરે.
મ્હોરવાળા આંબા માંહે કેરીઓ લટકેરે,
મદ ભરેલ વૃક્ષો માંહે મદન રસ ટપકેરે;
કંચન કુન્જે માંહે હરીણીઓ રમતીરે,
નીજ બાળકડાંપર પ્યાર પરમ તે કરતીરે.
એવી ખીલી આજ નવીન વન લીલારે,
મુજ શીતળ સમ સહુ ગાત્ર આજે ખીલ્યાંરે;
ચાલ્યો ઉમેદભર વૃક્ષ લતાની માંહેરે,
દ્રષ્ટીપર પડીઓ એક કુંજ મુજ ત્યારેરે.
આંબા આમલીઓના વૃક્ષ બહુ ડોલંતારે,
જગકર્ત્તા કેરૂં ગાન પક્ષિ કરંતારે;
હું પહોચ્યો પલની માંય નદીના પટમાંરે,
જે ફરતી ચારે પાસ કુંજ ઘુંઘટમાંરે.

તટ ઉપર સુંદર ગાય ચાર ચરંતીરે,
નાના વાછરડાં સાથ ગેલ કરંતીરે;
બહુ બોલે મંડુક તિવ્ર સ્વરે જળમાંહિરે,
સારસ જુગ પેમી પૂર્ણ તરેછે પ્રીતેરે.
દક્ષિણનો અનિલ સાથ સુગંધી લાવ્યોરે,
હું ચાલ્યો તે દિશ ભણી જ્યાંથી તે આવ્યોરે;
હું ગયો બાગની માંય વૃક્ષ બહુ ખીલ્યાંરે,
ત્યાં પક્ષી નાચે ગાએ રંગના ભીન્યાંરે.
એક પાસ સરોવર સુંદર જલથી ભરીયુંરે,
રમણિય દેખાવ ત્યાંહે મુજ મન હરીયુંરે;
નાના હરણીના બાળ કુદેછે રમતાંરે,
બગ સારસ હંસ મયુર, ગેલ ખુબ કરતાંરે.
નાનકડું સુંદર નાવ અંદર તરતું રે,
પ્રેમ પીડીત મન તે જોઈ અતિ ડોલતુંરે;
દક્ષીણ દીશ ઉપર એક ધોધવો પડતોરે,
કુદરતની કૃતી તણું સ્તવન તે કરતોરે.
બહુ ભાતભાતના સુંદર મંડપ રચીયારે,
નવનવીન પુષ્પો તણા કયારા કરીઆરે;
બહુ બ્હેકી રહ્યોછે ચુપ મોગરો ત્યાંહીરે,
જુઈતણી વેલીઓ પડી મંડપપર જ્યાંહીરે.
બહુ ખીલી કેતકી ત્યાંહ પ્રેમી મન હર્ષીરે,
ભમરાઓ ભુલી ભાન ગુંજારો કરતારે;
લીલી લલિત વેલીઓ ચડી લતા ગૃહમાંહેરે,
પોપટ મેનાઓ શોર કરેછે ત્યાહેરે;
બહુ કંચન રેતીતણા મારગો કરીયારે,
આરસના હોજો નિર્મળ જળથી ભરીયારે.
રમતો ફરતો લતા મંડપમાં આવ્યોરે,
જ્યાં સરસ સુગંધી સાથ પવન બહુ લાવ્યોરે;

મણીમય કંચનનો મહેલ દ્રષ્ટીપર પડીયો રે,
સુંદર વિણાનો સાદ કાનપર પડીયોરે.
હું ગયો મ્હેલની માંહે બ્હાર જ્યાં બહેકેરે,
જાળીપર લીલી લવીંગ લતાઓ લ્હેકેરે;
પ્રેમ પાન તણું આ સ્થાન હશે શું વ્હાલારે,
એવા વિવિધ જાતના શોચ કરૂં હું મનમાંરે.
સુશોભિત કંચન કોમ પડેલા શોભેરે,
છત ઉપર ખાપ જડિત ઠાઠ નવરંગેરે;
પડી દ્રષ્ટી મારી એ કોચપર જ્યારેરે,
મુજ મનનુ ભુલ્યો ભાનું તરત હું ત્યારેરે.
શીત ઉપચારોથી શાન્ત ગાત્ર મુજ પામ્યારે,
તત્પર થઈ મેં તો તુર્ત નન ખોલ્યાંરે;
ભર જોબન સુંદર એક નાર મેં દીઠીરે,
જે પુરણ ભભકા ભરકંચન કોચપર બેઠીરે.
હતિ નવ યૌવનમાં નાર જોબન મદમાતીરે,
લઈ સુંદર સતાર સાથ ગાન તે ગાતીરે;
ઉર અનંગ તરંગો રંગ અંગની માંહેરે,
મેદની મનોહર છબી રંગીલી છાઇરે.
દમન સ્મરણ મુજ તુજ પ્રેમનું કરતુંરે,
જય વિજય વિલાસે આશ રહી મન ઠરતુંરે.

(અધુરૂં),



अपूर्ण.

પ્રથમ ભાગ પુર્ણ.

# શોકાર્ણવમાં

## નવલ વિજય.

ગુર્જર રત્ન, ગુર્જરી ભાષાના સર્વોત્તમ વિદ્યાચાર્ય, આર્ય મહાત્મા, જ્ઞાનગંદ, તત્વજ્ઞાનિ, ગંભીર ટીકાકાર, કાવ્યના રસિક પરિક્ષક, દેશાભિમાની, અમારી વિસનગરી ન્યાતના ભૂષણરૂપ તથા મારા નિકટના સ્નેહી, પ્રેમાળ મુરબ્બી મુર્ત્તિમાન રા. રા. **નવલરામ લક્ષ્મીરામનો** સ્વર્ગવાસ થયાથી **નવલવિજયને** નવલ થયેલી વેદના.

એમના પવિત્ર આત્માને સદા, સર્વથા, સર્વત્ર

શાન્તિ, શાન્તિ, શાન્તિ ! !

છો. હ. મજમુદાર.

## નવલવિજયની નવલ પીડ.

### ગરબી.

૪-૪-૯૪

સખી આવેલો કારતક માસકે—એ રાહ.

હાય! હાય! થયું શું આજ, નવલ નર દેહને;
ગયો ગુર્જરનો ગુણવંત, પામીને વિદેહને.
થરથર કંપે મુજકાય, અરે હાય તાહરી,
જોઇનેજ થયો દીગ મુઢ, વૃત્તિ મુજ બાવરી;
પુજ્ય ભજવી ભલાઈ તેં આજ, અતિ દુખ દે મને;
તારા વ્હાલાંનો વિલાપ, રાખ્યો તો તે શું કને.
હાય! અંધારી અષાડ, અમાસ મંગલ દીને;
અશુભ સપ્તમી ઓગષ્ટ રાત્ર, સાડાબારને સમે.
છોડી ક્યાંતું ગયોરે વીર, ધીરજ કયમ ધારીએ;
તારા પુત્ર પુત્રિના વિલાપ, પ્યારા કેમ ટાળીએ.
હાય લાય છમાસ, નવલ પીડ કારમી;
બાળી મુકી નવલ શું દેહ, થઈ અંગાર શી.
હાય હવા ફેર ઘણોજ, કીધો તે કુમસમાં;
હાય હરી! હવા કયમ આજ, આવી ન કુમકમાં.
તારી ધૈર્યતાનું શું બ્યાન, કરૂં હું આ સમે;
દારૂણ દર્દમાં ધારી ધીરજ, પ્યારા તેં તે સમે.
વ્હાલા વ્હેલી પીછાની, તે ગત પ્રભુની આ ટાણે;
છોડી હવાની તેં દવા, આવ્યા નીજ બારણે.
તુતો જાણીને આવ્યો ઘેર, પેર પ્રભુની લહી;
વૈદ હકીમને દાક્તર, તણી દવા બહુ કરી.
નવલ પતંગનો દોર, ચગાવનારો પ્રભુ;
તોડે તુજ હરીરે હાય, "દવા લઇ શું કરૂં".
એમ ધારી વિચારી તેં, તર્ત પ્યારા તારરે કર્યો;

બંધ કીધો તેં જંદુ વૈદ, વિચાર તારો ફર્યો.
છેલ્લી ભેટને માટે ખાસ, સરજનને બોલાવીયો;
શાણો નરીમાન આવ્યો પાસ, સાનમાં સમજાવીઓ.
તેજ દીવસ નવલ પીડ હાય, પ્રભુ અંત આણીઓ;
બોલાવી નીજ પુત્રને પાસ, સુખેથી સમજાવીઓ.
"પ્યારા ભાઈ જાઉછું આજ, છોડી પ્યાર તાહરો"
"**મુજ નામની કરજે રક્ષાય**, આશીરવાદ માહરો"
નીજ પુત્રીને તેડી પાસ, બોલ્યા તતકાળ તે;
"બેટા ડાહી થઇને તું, સ્નેહને સંભાળજે".
"નીજ સ્વામીની કરજે શેવ, જેમ તુજ મા કરે";
"મારી વ્હાલી સંભાળજે લાજ, રખે દુઃખ આવી પડે".
નીજ પુજ્ય પિતાને માટ, દુખી દીલ બહુ થયા;
માફ માગી પિતાની પાસ, ગુન્હા જે કંઈ થયા.
નિજ પુત્ર સમો હરીલાલ, બાળ નાનપણનો;
માફ માગી તેની તતખેવ, હતો દુખે જે કામનો.
પોતે પરવારી માયા આમ, પછી પ્રભુને ભજ્યા;
છેલ્લી દર્દની ઉલટી સાથ, પ્યારા પ્રાણ તેં તજ્યા.
નીજ ભગિનીની ભુંડી દશાજ, નઠારો હું નીરખતો;
હાય! મીથ્યા ધર્યો અવતાર, એવું હું ધારતો.
અંધકારમાં એક ત્તાર બન્યા, બધાં તે સમે;
મૂકી પ્રાણમાંથી પોક, શોક થયો જે સમે.
કલકલતાંજ પ્રભાત, સાડા સાતને સમે;
નીર નાંખતા ગ્નાતી જન, આવ્યા તુજ બારણે.
હાય પ્યારાને બાંધ્યા બંધ, રામ, રામ, બોલતાં;
હાય લઇને ગયા તતકાળ, સ્મશાને પોકારતાં.
હાય ખડકી ચીતાની મધ્ય, પ્યારા તુજ કાયને;

તુજ પુત્રનું હૈયું ભરાય, મુકી તને જ્યાં લાયરે.
ભડભડ બળતો જોઈ મન, બળે તુજ પુત્રનું;
હાય હૈયું ઉછાળા ખાય, વારૂ હું કેટલું.
નશ્વર જગત દીસે દુખમય, હાય નથી કંઈ અરે;
મિથ્યા સ્નેહ સગાં પરીવાર, સ્થાઈ નહીં કોઇરે.
તુજ દુષ્મનનાં દ્વાર બંધ, કરી કરીને જાય તું;
તુજ કિરતીનું ઢોળી જામ, નવલ ઓલાય શું.
પ્રભુ પાર અપાર તરૂં, નાવ તુજ નામથી;
દોરી લેજે હરી સુતને, આફ્રાની મુકામથી.



૧-૪-૯૪

## શિખરિણી.

અરે! આજે આ શું, હૃદયંમમ, કંપે કયમ હરી;
ભરે ચક્ષુ આંસુ, કલમ કર કંઠે કમકમી.
ગુણી શાણા મારા, નવલનર પ્યારા ઝટ કરી;
ગયો ગાડી તારાં નવલબિજ, પ્યારા ગત કરી.



૧-૪-૪૪

કહું શું નશીબે દુખીયો કીધો એ રાહ.
આશું થયું! દુઃખ સહ્યું નવ જાયે,
કેમ ધરૂં દીલ ધીરજ હાયે. ટેક.
હાય દૈવ દયા નવ આવી,
રત્ન અમુલ્ય અમારૂં પડાવી. આશું.
નવલ હમારો, ગુરજર તારો,
અસ્ત થયો શું ગુણવંત પ્યારો. આશું.
કેળવણીનો પુરો કોડીલો,

છોડી ગયો શું ગુણી હોંશીલો. આશું.
વિદ્યા દાતા શીળ ગુણી જાતાં,
શિષ્યો તુંજ બેઠાછે રડતાં. આશું.
ગુજર પેટીમાં નવલ નંગ તારૂં,
ખોયું અરે હાય, આશું અંધારૂં. આશું.
નામનો મહીમા ગવાઈ રહ્યોછે,
ભારત ભાથી ક્યાંતું ગયોરે. આશું.
જાયું તેતો જાયજ સહી,
રહ્યો નહીં તું ક્યમ આશાજ રહી. આશું.
જગત ગવાણો તું જે સારો,
સ્વર્ગે થશે એમ મોક્ષજ તારો. આશું.
કુદરતની આ શી બલીહારી,
નવલ વિજયમાં હાય શું ખુવારી. આશું.
નવલ જામ ભર્યુ ઉભરાયે,
ભાગી ગયું હરી સુત ગભરાયે. આશું.
આશું થયું દુઃખ સહ્યું નવ જાયે.



10-8-88

दुहा.

कर कंपत चित चमकत, होत कलम छिन्न छिन्न;
नवल नंग छलंग कर, हाय लीयो क्यु छीन.
लचकत लिखतें लेखिनी, निकसत नैनसें नीर;
नवल चंद्र निस्तेज ज्युं, लागत तीर कथीर.



# સૂચના.

આ ચોપડી નીચે લખેલા ગૃહસ્થો પાસેથી રોકડી કિંમતે મળશે. દશ નકલે એક નકલ કમીશન મળશે. કિંમત ૦-૭-૦ ટપાલખર્ચ ૦-૧-૦ પડશે.

**મુંબઈ**—મી. જયાશંકર વાઘજી વ્યાસ ટેકનીકલ કોલેજ પરેલ.

**સુરત**—રા. હરિલાલ વલ્લભરામ ખપાટીયા ચકલા.

,,—રા. જ્ઞાનલોચનશંકર પાર્વતિશંકર અંબાજી ચકલા.

,,—રા. ડાહ્યાભાઈ પ્રાણજીવનદાસ બારડોલીઆ સોની ફળીયું.

**કડોદ** (જીલ્લે સુરત)—રા. માધવલાલ હરીલાલ મજમુંદાર.

**મેહમદાવાદ**—રા. શામળભાઈ લલ્લુભાઈ પ્રાઇવેટ ઈંગ્લીશ સ્કુલના હેડમાસ્તર.

**અમદાવાદ**—યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસમાંથી.

**વઢવાણ** (સીટી)—દાજીરાજ હાઈસ્કુલના ફારસી શિક્ષક મિ. નનુમીયાં.

**રાજકોટ**—રા. રા. ડાહ્યાભાઈ પિતાંબરદાસ દેરાસરી આ. પ્રિન્સિપાલ ટ્રેનીંગકોલેજ.

,,—મી. વાઘજી પિતાંબરદાસ હાઈસ્કુલ,

**વાંકાનેર**—મી. મૂળજીભાઈ દ્વારકાંદાસ આસીસ્ટન્ટ માસ્તર ઈંગ્લીશ સ્કુલ.

**જેતપુર**—રા. ભાઈશંકર ઊમીયાશંકર તાલુકા સ્કુલ માસ્તર.

**જુનાગઢ**—રા. સુંદરજી મૂળજી તાલુકા સ્કુલ માસ્તર.

**લીંબડી**—રા. પુરૂષોત્તમ કહાનજી ગાંધી ગ્રન્થ પ્રસિદ્ધ કર્તા

**શીહોર**—રા. રા. નૌતમરામ ઈચ્છારામ શીરસ્તદાર ન્યાયાધીશ કોર્ટ.

**અંજાર** (કચ્છ)—રા. દયાશંકર શામજી તાલુકાસ્કુલ માસ્તર.

**અમરેલી** (કાઠિયાવાડ)—મી. મણીલાલ દેવશંકર ઈંગ્લીશ સ્કુલમાસ્તર.

**વિસનગર**—મી. મણીલાલ મોહનલાલ જાની ઠે. બીપરૂં.

—મી. નારણદાસ ભગત ઠે. ભાંડીયા પોળ.



# શુદ્ધિ પત્રક.

| પૃષ્ઠ. | અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠ. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| | Meteor | Meteoro. | ૫૭ | આખંડી | અખંડી. |
| | Dipressing | Depressing | ૫૮ | રપશ | સ્પશ. |
| | ઓબ્ઝરવર | ઓબ્ઝરવેટર. | ૫૯ | મગ્ન | મગ્ન થઈ. |
| | નિંદાખેરીયા | નિંદખોરીયા. | ,, | શું કહે | શું મન કહે. |
| ૪ | વિદ્યાનો | વિદ્યા તો. | ૬૩ | ભોજનોષટરસ | ષટરસ ભોજનો. |
| ,, | ગણી | ગુણી. | | | |
| ૯ | આપેક્ષા | અપેક્ષા. | ૬૦ | નિછાળ | નિર્મળ. |
| ૧૧ | સ્વાર્થિ | સ્વાર્થ. | ,, | ક્યાં | તે. |
| ૧૨ | મુળ | મૂળ. | ૬૧ | છો લાંખા | નાંખ્યાંછે. |
| ,, | ખચિંત | ખચિત. | ૬૪ | કે | કો. |
| ,, | They self | Thyself | ૬૫ | લોકો | લોક. |
| ૧૪ | ચંચુ | ચંચૂ. | ૬૫ | પ્યારામનના જનતમાઈ | પ્યારા જનત ભાઈ. |
| ૨૪ | વિટક | વિકટ. | | | |
| ૨૮ | ખિમતામ્ | ધીમતામ્ | ૬૭ | કુંજો | કુંજે. |
| ,, | નિંદ્રયા | નિંદ્રયા | ૬૭ | પગ્ન | પગ. |
| ૩૦ | કળિયગ | કળિયુગ. | ૬૮ | કૃતી | કૃતિ. |
| ૪૩ | ખિસાડા | ખિસાડી. | ૬૯ | લલિંગ | લલિત. |
| ૪૪ | ડગાથી | ડગથી. | ,, | કામ | ક્રોધ. |
| ૫૧ | ઝળકાટે | ઝળકાથી. | ,, | પડેલા | પડેલા. |
| ૫૨ | ચુપ | ચૂપ. | ,, | ભાનુ | ભાન. |
| ,, | ખુણ | ખૂણ. | ,, | નન | નયનો. |
| ૫૪ | આત્રી | આપી | ૭૫ | ૦-૭-૦ | ૦-૪-૦ |

# જાહેર ખબર.



☞ નવલવિજયના કર્ત્તા તરફથી હવે પછી નીચે પ્રમાણે પુસ્તકો બહાર પડશે.

આ ચોપડીની કિમત ઘટાડી चार आना રાખી છે તે એજ ઉદેશથી કે—સામાન્ય વર્ગને સામાન્ય લાભ થાય.

## હવે પછીનાં પુસ્તકો.

१. विजयानुभव लहरी नाटक.
२. कमळ कंटकावळि.
३. तरुणोपयोगि हितमाळा.
४. कुलिनता, के, कू--लीनता वारता.

છ. હ. મજમુંદાર.

